श्रीश्रेयस्साधकअधिकारिवर्गग्रंथावलि-ग्रंथांक ९८.

—સંવત ૧૯૭૮ ના કાર્તિક કૃષ્ણ ચતુર્દશીના ૧૨૨ મા મહોત્સવનિમિત્ત—

# श्रीसदुपदेशश्रेणी.

( ૪૫ ના

## —વિષયાનુક્રમણિકા—


| વિષય. | પૃષ્ઠાંક. |
|---|---|
| ૧. ઉપાસનાનાં મૂલતત્ત્વો. ( નર્મદાશંકર દે૦ મહેતા. ) | ૧ |
| ૨. રાજયોગ. ( જગન્નાથ પ્ર૦ પંડિત. ) | ૨૨ |
| ૩. ઋણ તથા તેનાં કર્તવ્યો. ( જે૦ જે૦ કણીયા. ) | ૩૬ |
| ૪. કીર્તનો. | ૫૪ |


—પ્રકાશક—

श्रीश्रेयस्साधकअधिकारिवर्गतरफथी

જેઠાલાલ દેવશંકર દવે.

—અમદાવાદ—



શ્રી આર્યોદય પ્રિન્ટીંગ પ્રેસમાં જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યું.

ખાડીઆ—અમદાવાદ.

સંવત ૧૯૭૮. આવૃત્તિ ૧ લી. ઈ. સ. ૧૯૨૧.

મૂલ્ય: ૦-૮-૦.

# પ્રસ્તાવના.

સંવત્ ૧૯૭૮ ના કાર્તિક કૃષ્ણ ચતુર્દશીનો વડોદરામાં શ્રી શ્રેયસ્સાધકઅધિકારિવર્ગનો ૧૨૨ મો મહોત્સવ નિયમાનુસાર પાલન કરવામાં આવ્યો હતો. તે પ્રસંગને માટે તૈયાર કરાવવામાં આવેલા લેખો, વ્યાખ્યાનો વગેરે શ્રેયસ્સાધકો તથા અન્ય સજ્જનોને અર્થે પ્રકટ કરવામાં આવ્યા છે.

સંવત ૧૯૭૮ કાર્તિક
કૃષ્ણ ૧૪—સોમવાર.
વડોદરા.

શ્રીશ્રેયस्साधकअधिकारिवर्ग.

॥ ॐ श्री ॥

# श्री सदुपदेशश्रेणी.

## षट्चत्वारिंशत्तम सदुपदेश.

## उपासनानां मूलतत्त्वो.

( અનુસંધાન સદુપદેશશ્રેણી ૪૫ ના અંકના પૃષ્ઠ ૫૧ થી )

અભ્યસ્ત વિષયનો અનુવાદ. ઉપાસ્ય અપરદેવતા; ઉપાસ્ય પરદેવતા. શબ્દાનુવિદ્ધા ઉપાસના—ગાયત્રી મંત્રના અનુવેધવાળી ઉપાસના.

આપણે આ વિષયના પ્રથમખંડમાં ઉપાસનાનાં મૂલતત્ત્વોનો પ્રકાશ કરી તેનો વિમર્શ કરી એમ નિશ્ચય કર્યો કે ઉપાસ્યદેવતા બે પ્રકારની હોય છેઃ (૧) અપરદેવતા અથવા ઇષ્ટદેવતા, (૨) પરદેવતા અથવા અંતર્યામી દેવતા. તેમાં અંતર્યામી દેવતા એક અને અદ્વિતીય છતાં અપરદેવતા પાંચ વ્યૂહમાં ગમે તે વ્યૂહમાં વિગ્રહ ધારણુ કરી ઉપાસ્યરૂપે ઉપાસકને ઉપાસનાઅનુસાર વ્યક્ત થાય છેઃ આ ઉપાસના બે પ્રકારથી થઇ શકે છે એક શબ્દાનુવિદ્ધા અને બીજી અર્થાનુવિદ્ધા. તેમાં શબ્દના અનુવેધવાળી એટલે મંત્ર, પદ અને વર્ણુથી રચાયેલા તનુમાં ગુંથાયેલી તે શબ્દાનુવિદ્ધા. આ ઉપાસનાનું સર્વોત્તમ દૃષ્ટાંત ગાયત્રી છે. ગાયત્રીમંત્રવડે થતી સંધ્યોપાસના શબ્દાનુવિદ્ધા છે. તે શબ્દના અનુવેધથી ચોવીસ સાંખ્યતત્ત્વની જાલમાં ગુંથાયેલી અને પચીસમા પ્રણુવાત્મક પુરુષને જગવનારી તે ગાનવડે ત્રાણુ કરનારી ગાયત્રીવિદ્યા સર્વ વિદ્યાઓમાં પીઠસ્થાને રહેલી છે. જેઓ તે વિદ્યાને સિદ્ધ કરી શક્યા નથી તેમને બીજી પાંચ વ્યૂહની કોઇપણુ દેવતાને લગતી વિદ્યાનો વિમર્શ અથવા ચિંતન કરવાનો અધિકાર પ્રાપ્ત થતો નથી. તેથી તે આદિવિદ્યા—એ નામથી ઉપાસનાશાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. આ આદિવિદ્યાનો પ્રકાશ, ગયા લેખમાં

તથા મેં ગયા ઉત્સવમાં પાટીઆઉપર મંત્રોદ્ધાર કરી જે પ્રવચન કર્યું હતું તેવડે અધિકારિ સાધકને અર્થે યથામતિ કર્યો હતો.

અર્થાનુવિદ્ધા ઉપાસનાનો ઉપક્રમ.

આ પ્રસંગે હું હવે અર્થાનુવિદ્ધા ઉપાસનાનું સ્વરૂપ સમજાવવા યથામતિ પ્રયત્ન કરીશ. જેવી રીતે શબ્દશક્તિ મંત્રમાં એટલે મંત્રના મહાવાક્યમાં, તેના પદમાં અને તેના વર્ણોમાં એટલે અક્ષરોમાં પ્રસરેલી હોય છે, તેમ અર્થશક્તિ વ્યાપકતત્ત્વમાં, મર્યાદિત કલામાં અને ઘડાયેલા ભુવનમાં પ્રસરેલી હોય છે. જેમ "ઘડો લાવો" આ વાકયમાં, ઘડો, લાવો—એ પદો છે, અને ઘકાર, ડકાર, ઓકાર વિગેરે વર્ણો છે, અને તે વાક્ય, પદ અને વર્ણ ઉચ્ચાર્યરૂપમાં કર્ણગ્રાહ્ય છે, અને લિપિના રૂપમાં નેત્રગ્રાહ્ય છે,

શબ્દના ત્રણ માર્ગ—મંત્ર, પદ અને વર્ણ. તેવા અર્થના ત્રણ માર્ગ: તત્ત્વ કલા અને ભુવન. શબ્દની ત્રણ અધ્વામાં વ્યાપ્તિ, તેવી અર્થમાત્રની ત્રણ અધ્વામાં વ્યાપ્તિ અથવા અનુગમ લૌકિકદૃષ્ટાન્તથી અર્થ—વ્યાપ્તિની સમજણ.

તેમ "ઘડો"—એ રૂપવાળો પદાર્થ તેના ભુવનમાં એટલે આકૃતિવાળા ઘાટમાં, તેમાં મર્યાદિત થયેલા મૃત્તિકાના ખંડ અથવા કલામાં અને મૃત્તિકારૂપ દ્રવ્યના તત્ત્વમાં સમાયેલો છે; તેવી જ રીતે "લાવો" એ ક્રિયાપદથી પ્રકટ થતો અર્થ વાણીના પ્રેરણદ્વારા લાવનારના શરીરરૂપ ભુવનમાં, તેની ઇન્દ્રિયોરૂપ કલામાં અને તેના સ્થૂલ શરીરના સચેતન પુટોના તત્ત્વમાં અંતર્ગત થાય છે. આ પ્રમાણે ગ્રહણ કરવાના પદાર્થો ભુવન, કલા અને તત્ત્વમાં સર્વાંશ પકડમાં આવે ત્યારે પદાર્થનો સ્ફોટ થયો એમ સમજવું. જ્યાં સુધી એક એક માર્ગમાં તે પદાર્થ જણાય ત્યાં સુધી તે પદાર્થ તે તે માર્ગમાં સ્ફુટ અથવા વ્યક્ત થયો સમજવો. અને બીજા માર્ગમાં અસ્ફુટ અથવા અવ્યક્ત સમજવો. ઘણે ભાગે ઉપાસકોને મંત્રના પદાર્થ વ્યક્તાવ્યક્ત દશામાં હોય છે, એટલે સામાન્યરૂપે સમજાયેલા અને વિશેષરૂપે ન સમજાયેલા હોય છે. કેવલ ભાષાજ્ઞાનથી અથવા વ્યાકરણશાસ્ત્રના જ્ઞાનથી મંત્રના પદાર્થો સર્વાંશ સ્ફુટ અથવા વ્યક્ત થતા નથી. તે ભાષાજ્ઞાનથી અથવા વ્યાકરણશાસ્ત્રના અભ્યાસથી મંત્રના પદાર્થોની અભિવ્યક્તિની માત્ર શ્રેણી રચાય છે. એટલે ઉપાસનાનો ગહન માર્ગ માત્ર તે દ્વારેથી ઉઘડે છે, પરંતુ વીથી અથવા પગથીવાળો માર્ગ જંગલમાં આપણે પકડી પ્રવાસ ન કરીએ તો જેમ ભૂલા પડાય તેમ ઉપાસના-

કોઠમાં કેવલ ભાષાજ્ઞાનથી અથવા વ્યાકરણશાસ્ત્રવડે પ્રવેશ કરી જો અર્થમયી પગથી પકડીએ નહિ તો શબ્દજાલમાં ગુંચાઇએ. ઘણાઓ આવા શબ્દજાલના જંગલમાં મેં ગુંચાયેલા જોયા છે. તેઓએ મંત્ર–પુરશ્ચરણો ઘણાં કર્યા હોય છે, પણ ગાઢ જંગલમાં મનુષ્ય ભૂલા પડે અને ગભરાય તેમ આ મંત્રના અરણ્યમાં ભૂલા પડેલા અને ગભરાયેલા જોવામાં આવે છે. જ્યારે પદાર્થો તત્ત્વ, કલા અને ભુવનમાં વ્યક્ત અને અવ્યક્ત એવી બે દશાવાળા હોય છે, ત્યારે વાક્યાર્થ પણ તેવી બે દશાવાળો હોય છે.

કેવલ શબ્દના અનુવેધથી દેવતાનો સ્ફોટ થતો નથી પણ અર્થના અનુવેધથી થાય છે.

દેવતાનો સાક્ષાત્કાર કરવાની ઉપાસનારૂપ જે કલા છે તે કલા જેણે સિદ્ધ કરવી હોય તેણે મંત્રના પદાર્થો વિશદ–સ્ફુટ કરવા જોઇએ, એટલે તે મંત્રને કેવલ શબ્દાનુવિદ્ધ કરી બેસી ન રહેતાં અર્થાનુવિદ્ધ એટલે અર્થની પગથીઉપર તેણે ચઢવું જોઇએ. તે પગથીએ ચડી જેઓ માર્ગમાં પ્રયાણ કરે છે, તે દેવતાના ઇષ્ટધામે પહોંચે છે. તેઓ ઉપાસ્યદેવતાના ભુવનને પ્રથમ પકડે છે, તે ભુવનદ્વારા દેવતાની કલાને પકડે છે. અને તે કલાદ્વારા દેવતાના વાસ્તવ તત્ત્વને પકડે છે. જ્યારે દેવતા ભુવનમાં, કલામાં અને તત્ત્વમાં ગ્રહણ થાય ત્યારે જ તે સર્વાંશ સ્ફુટ અથવા વ્યક્ત થાય છેઃ ત્યારે જ દેવતાનો સાક્ષાત્કાર થાય છે; અને ત્યારે જ ઉપાસકને ઇષ્ટભોગની અથવા મોક્ષની પ્રસાદદ્વારા સિદ્ધિ થાય છે.

અર્થનો અનુવેધ શી રીતે કરવો. ગામમાંથી ગાઢ જંગલના પ્રદેશમાં પેસતા પહેલાં જંગલની પગથીની પકડ જેવી જરૂરની છે તેવી રીતે બહિઃપુરમાંથી અંતઃપુરમાં પ્રવેશ કરવાની પગથી.

ત્યારે ઉપાસનાને અર્થના પગથીએ શી રીતે ચઢાવવી, અથવા અર્થના અનુવેધવાળી શી રીતે કરવી ? જેમ બહારના ગામમાંથી ગાઢ જંગલના પ્રદેશમાં પેસનાર પ્રથમ જંગલના મુખઆગળની પગથીને પકડી આગળ ચાલે છે, તેમ આપણે આપણા બહિઃપુરમાંથી અંતઃપુરના ગહન–પ્રદેશમાં દેવતાની શોધ કરવા જવું હોય તો અંતઃપુરના દ્વારઆગળની એક પગથી પકડવી જોઇએ, અને તે પગથીએ ચાલીએ તો ઇષ્ટદેવના પદમાં અથવા ધામમાં આપણે જઇ શકીએ છીએ.

અંતઃપુરમાં પ્રવેશ કરવાની સનાતન પગથી દહરવિદ્યા. દહરલક્ષણ, વિદ્યા-લક્ષણ, દહરવિદ્યાનાં બીજાં ચાર નામો, અને તેના અર્થનું વર્ણન.

અંતઃપુરમાં પ્રવેશ કરવાની અનંત પગથીઓમાં પ્રાચીન ઉપાસકોએ જેનો નિર્ભયપણે આશ્રય લીધો છે એવી એક સનાતન પગથી તે “દહરવિદ્યા” છે. દહર—એટલે સૂક્ષ્મ અથવા ઘણો નાનો પ્રદેશ. તે વડે આપણા ભોગ અને મોક્ષનાં વિઘ્ન કરનારાં કારણો કપાઇ ઇષ્ટદેવતાના ધામમાં જે ઉપાસના લઇ જાય તે **दहरविद्या.** કહેવાય છે. વિદ્યા શબ્દની વ્યુત્પત્તિ એવી છે કે વિવિધ વાસનાજાલને જે ઉપાય કાપે છે ( **द्यति**=કાપે છે ) તે વિદ્યા. સૂક્ષ્મપગથીએ ચઢનારનારની વાસનાજાલને જે ઉપાય કાપે છે તે દહરવિદ્યા. આ ઉપાસનાનાં બીજાં પણ નામ છેઃ—(૧) હાર્દવિદ્યા, (૨) હૃદયાકાશવિદ્યા, (૩) **कंखंब्रह्मविद्या** (૪) શૈવવિદ્યા હૃદયદેશમાં પ્રકટ થનારી માટે હાર્દવિદ્યા; હૃદયસ્થ આકાશના સ્પર્શથી જાગનારી વિદ્યા, માટે હૃદયાકાશવિદ્યા; સ્વરૂપસુખને જાગ્રત્ કરનાર ચિદાકાશને લગતી વિદ્યા માટે **कंखंब्रह्मविद्या**; આપણા સત્ય શિવ-સ્વરૂપને આત્મરૂપે ઓળખાવનારી વિદ્યા માટે શૈવવિદ્યા.

હૃદયદેશવર્ણન; હૃદયશબ્દવ્યુત્પત્તિ.

આપણા બહિઃપુર એટલે અંગપ્રત્યંગવાળા બાહ્ય શરીરમાંથી અંતઃપુરના ગુપ્ત ખંડજેવો એક અવયવ છે જેને શારીર શાસ્ત્રજ્ઞો હૃદય એવું નામ આપે છે. આ અવયવનું નામ **हृदय**—એમ શાથી આપવામાં આવ્યું છે? મંત્રજ્ઞો કહે છે કે મનુષ્યો પોતાના આત્માનો બીજાને બોધ કરાવવા એ ગુહામાં રહેલા અવયવનો અંગુલિવડે નિર્દેશ કરે છે તેથી **हृदय** કહેવાય છે. “આ હું આમ કરવા સમર્થ છું”—એવું સાભિમાન બોલનાર પોતાની આંગળી પોતાના દેહના ડાબીબાજુના વક્ષઃસ્થલપ્રતિ કરી બોલે છે તેથી ગુહાશય, આત્માનું તે ધામ છે એવું સામાન્ય જનો પણ સમજી શકે તેથી તે અવયવનું નામ **हृदय** એવું આપવામાં આવ્યું છે.

હૃદય અવયવની ઉ-

ઉપાસનાકાંડમાં ઉપયોગપુરતું આ હૃદયખંડનું જ્ઞાન પ્રત્યેક ઉપાસકે આયુર્વેદમાંથી શારીરખંડદ્વારા જાણી લેવું જોઇએ. જેઓ ઇંગ્રેજી ભણેલા હોય તેમણે

ત્પત્તિ તથા રચના જાણવાની અગત્ય. શારીરશાસ્ત્રના અભ્યાસની જરૂર.

"ફીઝીઓલોજી"ના કોઇપણ પાઠ્ય પુસ્તકદ્વારા તે અવયવનો ઉદ્ભવ, તેની રચના, તેનો ગર્ભોત્પત્તિમાં કેવી રીતે વિકાસ થાય છે, તે અવયવ વડે ગર્ભના ત્રીજા માસથી જે સ્ફુરણ થાય ત્યાંથી તે સમગ્ર બાહ્ય આયુષની મર્યાદામાં પ્રાયણાન્ત જે રુધિરાભિસરણની ક્રિયા થાય છે તેનું જ્ઞાન મેળવી લેવું જોઇએ. જેમને શરીરનાં આંતર અવયવોની નિરીક્ષા કરવાની ઇચ્છા ન હોય તેમણે શબનું પૃથક્કરણ પણ જોવું, અને આ અવયવની ઘટના અને જીવદ્દશામાં તેના વ્યાપાર કેવી રીતે સંકળાયેલા હોય છે તે જાણવું. જેઓ દેહબંધનમાં પડયા છે, અને જેઓ તેની રચના અને વ્યાપારના જ્ઞાનમાં પ્રમાદી રહે છે તેઓ જેલના જાજરૂ સાફ કરનાર અંત્યજજેવા છે; જેઓ બંધનમાં રહી જેલની રચના અને વ્યાપાર જાણે છે, જેલના અધિકારીજેવા બંધનાગારમાં પણ સ્વતંત્ર છે, અને તેઓ જેલના બગીચાનો લાભ લઇ શકે છે.

હૃદયની રક્તાશયરૂપ દષ્ટસ્થિતિ જીવાશયરૂપા અંતઃસ્થિતિ. તેનું બાહ્યરૂપ અથવા માપ સમજવા હાથની વાળેલી મુષ્ટિનું ઉદાહરણ. તેની સવિશેષ ભાવનાઅર્થે કેળના લટકતા ગોટાનું અથવા અધોમુખ પુંડરીકનું ઉપમાન.

આપણું હૃદયરૂપ અંતઃપુર છે, અને તેનું **જીવાશય** એવું શારીરશાસ્ત્રમાં બીજું નામ આપવામાં આવે છે કારણ કે જીવનો એટલે દેહાધ્યક્ષ ચેતનનો નિવાસ તેમાં છે. તે પ્રત્યક્ષરીતે **રક્તાશય** છે, પરંતુ વસ્તુતઃ **જીવાશય** છે. આ અવયવ ગર્ભના ઉત્પત્તિક્રમમાં પ્રથમ રબરની નળી વચમાં ફુલેલી ગાંઠજેવી થાય તેમ ઉદય થઇ દ્વિખંડ અને ચતુષ્ખંડમાં વ્હડાય છે. તેનું બાહ્યરૂપ અને માપ જાણવું હોય તો તમારા જમણા હાથની મૂઠી, અંગુષ્ઠ અને તર્જનીની આંટવાળી વાળો, અને તમારી છાતીના ડાબા સ્તનના લાંછનનીચે તે મૂઠી ગોઠવી જુઓ, અને તમારી પાંચ આંગળીઓના મૂળના ટેકાની ધારા તિરકસ ગોઠવાયેલી લાગશે. આ ધારથી તમારી મૂઠીના અંદરથી બે ખંડ પડે છે, અને તે પ્રત્યેક ખંડમાં ઉપર અને નીચે એવા બે **અવાંતર** ખંડો પડે છે. આ ખંડોમાંના ઉપરના જમણી બાજુના ખંડમાં તમારી મૂઠી વાળેલી હોય તેના અંગુષ્ઠ અને તર્જનીની આંટના વળમાં બે ધમની સમગ્ર શરીરમાંથી ફરીને આવેલા મેલા રક્તને ઠાલવે છે, તે લોહી જમણી

બાજુના નીચલા ખંડમાં જાય છે, અને પડદો દબાય છે. તે ખંડ-
માંથી એક ઊર્ધ્વગમન કરનારી ધોરી રુધિર વહન કરનારી નાડી
નીકળે છે તે હૃદયના પ્રદેશઉપર આવી બે શાખામાં વહેંચાઇ જઇ
આપણાં ફેફસાંતરફ જોરથી રુધિરને શુદ્ધ થવા ધકેલે છે. જેમ
સમુદ્રનાં મોજાં કાંઠાઉપર ફીનવાળું જળ ફેંકે છે, અને કાંઠાઉપરની
હવા તે ફીનમાં પેસી મોજાં પાછાં ફરે ત્યારે હવાને પકડી જળ
જેમ પાછું ફરે છે તેમ ફેફસાંમાં સામી બાજુની પ્રાણનલિકામાંથી
આવેલી હવા રક્તના મલને બહાર લાવી તેમાં શુદ્ધ જીવનબલ અર્પી
રુધિરને પાછું હૃદયતરફ વાળે છે, અને શુદ્ધ અથવા સંસ્કૃત રુધિર
પાછું વળી હૃદયના ડાબી બાજુના ઉપલા ખંડમાં પાછું રેડાય છે,
ત્યાંથી ડાબી બાજુના નીચલા ખંડમાં તે રુધિર જાય છે, અને ત્યાંથી
પુનઃ એક ઊર્ધ્વગામિની નાડી નીકળે છે તેમાં થઇ હૃદયના ઉપરના
ભાગમાં શુદ્ધ રુધિરનું નીચે ઉંચે બે શાખામાં પ્રસરણ થાય છે, અને
સમગ્ર શરીરની ધાતુઓનાં પુટોને તે પોષણ આપી તેના મલને
પોતામાં પકડી પુનઃ વિશુદ્ધિઅર્થે હૃદયદેશમાં આવે છે. રુધિરાભિ-
સરણનો આ ક્રમ સતત જન્મકાલથી માંડી મરણપર્યંત ચાલ્યાં જ કરે
છે, અને શ્વાસપ્રશ્વાસ, હૃદયનો સંકોચવિકાસ, ફુફ્ફુસનું પ્રસારણ
અને સંકોચ—એક ઘટીયંત્રજેવો મરણપર્યંત ચાલ્યાં જ કરે છે.
રક્તાશયરૂપ આ હૃદયઅવયવ કફ અને રક્ત એ બેના પ્રસાદમાંથી
એટલે સારમાંથી પ્રકટ થાય છે, અને તેના ઉપરની બાહ્ય મૂડીની
આકૃતિ તેના માપ અને બાહ્યરચનાપુરતી બસ છે, પરંતુ તેની

હૃદયપુંડરીકનું બાહ્ય આવરણ અથવા બાહ્યપત્રકોશ—પુરીતત્ પુરીતત્ શબ્દની વ્યુત્પત્તિ.

સવિશેષ ભાવના ઉત્પન્ન થવા અર્થે ઉપાસના-
કાંડમાં તેને કેળના ફલકાકારરૂપે અથવા બીડા-
યેલા કમલના ફુલનું રૂપક આપી " અધોમુખ
પુંડરીક "—નીચેના મુખનું લટકતું કમલ એવી
રીતે વર્ણવવામાં આવે છે. કેળનો પરિપાક
થયે તેના દેહના સારમાંથી એક ફણગો ફુટી
એક ફુલના આકારમાં તે ઊર્ધ્વ ફણગો નીચે
વળે છે, અને ફુલનો ગોટો નીચા મુખનો લટકે છે. આવી જ રીતે
ગર્ભોત્પત્તિમાં કફ અને રક્તના પ્રસાદમાંથી આ હૃદયપુંડરીક ઉદય
પામે છે. તે પુંડરીકને બાહ્યપત્રનું ઢાંકણુ હોય છે તેને પુરીતત્ એવું
નામ આપે છે. કારણ કે તે અંતઃપુરીને સર્વત્ર ઢાંકે છે, હૃદય-
અવયવનું તે વસ્ત્ર છે. એક કાગળની બે પડવાળી કોથળી કરી

*હૃદયપુંડરીકના પુષ્પપત્રનો કોશ; હૃદયગ્રંથિ અથવા ફૂલકોશ. ગ્રંથિસ્થ નાડીસૂત્ર. તેનું હૃદયપુંડરીકના વ્યાપારઉપર નિયંત્રણ—તેનું નામ હિતા. હિતાશબ્દનું નિર્વચન. હૃદયનો અંતર–બહિર નાડીખંડ, મધ્ય નાડીનો સુષુમ્ણાસાથે સંબંધ; તેનો બ્રહ્મરંધ્રદ્વારથી મંડલાભિમાનીસાથે સંબંધ.*

લટકતા કમળને અંદર દાખલ કરીએ તો હૃદયપુંડરીક પુરીતત્માં ઢંકાયેલું સમજાય. આ ઢંકાયેલા પુંડરીકને પુરીતતની અંદર સંકોચવિકાસ થવા પુરતો અવકાશ હોય છે, તે તે પુંડરીકનો ભૂતાકાશ કહેવાય છે. તે બાહ્યપત્રરૂપ પુરીતતઉપરાંત તે અવયવનાં પુષ્પપત્રો હોય છે તે હૃદયના ઉપરના ચાર ખંડોની રચના રચે છે. તે પુષ્પપત્રોની અંદર જેમ કેળાંનાં ફૂલનો કોશ હોય, તેવો સારભૂત હૃદયગ્રંથી રૂપ કોશ હોય છે, જેમાં થઇ રુધિર જા આવ કરે છે. આ હૃદયગ્રંથિરૂપ ફૂલકોશની પણ અંદર એક સૂત્ર અથવા નાડી હોય છે. જેમ કેળના ગર્ભમાં મધ્યદોરી હોય છે અને તેને ફૂલગર્ભ વળગેલો હોય છે, તેમ આ હૃદયગ્રંથિના ભીતરમાં નાડીસૂત્ર હોય છે. આ સૂત્રવડે હૃદયનો સંકોચ વિકાસ થયાં કરે છે, અને તે નાડીસૂત્ર હૃન્મંદિરના અંદરથી બહાર પુરીતતમાં નીકળી શિરાજાલરૂપે જ્ઞાનતંતુ અને ક્રિયાતંતુના તથા ગ્રંથિઓના નિયામક મગજસાથે પૃષ્ઠવંશમાં રહેલા વિશુદ્ધચક્રમારફત સંબંધ ધરાવે છે. આ હૃદયપુંડરીકની અંદરની ગ્રંથિની નિયામક શિરાજાલને હિતા એવું નામ આપવામાં આવે છે, કારણ કે તે જીવનું હિત કરવામાં સદા જાગતી રહે છે. આ હિતાનાડીઓ ઉપાસનાકાંડમાં ૧૦૧ વર્ણવવામાં આવી છે. તેમાં ૧૦૦ શિરાઓ દેહના પૃષ્ઠવંશસાથે સંબદ્ધ થઇ સમગ્ર દેહની આજુબાજુ વીજળીના તારની પેઠે ગુંચાયેલી હોય છે, પરંતુ તેમાંની એક નાડી પૃષ્ઠવંશમાં થઇને ઊર્ધ્વગમન કરનારી હોય છે. તે નાડી મૂલાધારથી ઉત્પન્ન થઇ સહસ્રદલપદ્મપર્યંત જનારી દેહની મધ્યનાડીમાં વિશુદ્ધચક્રના કેન્દ્રથી જોડાઇ એક થઇ જાય છે. આ મધ્યનાડીનું નામ સુષુમ્ણા છે, કારણ કે તે જીવનું પરમ સુખ શામાં રહ્યું છે તે જણવે છે, એટલું જ નહિ પણ તે સોયના અગ્રજેવી નળીના આકારની ( **સુષિર**=છિદ્રવાળી ) હોય છે. તેનું બીજું નામ બ્રહ્મનાડી છે, કારણ કે તે વડે બ્રહ્મલોકનો સંબંધ જીવને ભૂલોકમાં રહ્યા છતાં થઇ શકે છે. આ એક ઊર્ધ્વગામિની નાડી પૃષ્ઠવંશના મધ્ય-

શેરીમાં થઇ આપણા મસ્તિષ્કના સહસ્રદલપદ્મમાં-ઇંગ્રેજીમાં Are-brum કહે છે તે મસ્તિષ્કખંડમાં થઇ-બ્રહ્મરંધ્રદ્વારા સૂર્યમંડલના અભિમાનીના પ્રાણવાહક રશ્મિસાથે જોડાઇ જાય છે. આ દેહથી પરભાગમાં જે નાડીનું અનુસંધાન થાય છે તે આપણા ભૌતિક નેત્રથી પ્રત્યક્ષ થઇ શકે તેમ નથી, પરંતુ યોગજધર્મવડે જે તૃતીય દૃષ્ટિ-આજ્ઞાનામની ઉઘડે છે તેવડે પ્રત્યક્ષ થઇ શકે છે. દેહનો નાડી-સંબંધ જેમ પ્રત્યક્ષ તારવડે વીજળીનું પ્રસારણ થાય તેવો હોય છે; જ્યારે દેહબહારનો મંડલાભિમાનીસાથેનો સંબંધ વગર તારની વિજળીના પ્રસારણજેવો છે. જ્યારે દેહમાં ભૂતાકાશમાં થઇ સૂર્ય-કિરણો નાડીવ્યૂહમાં પ્રવિષ્ટ થઇ પિંડનું હિતાદ્વારા પોષણ કરે છે, ત્યારે દેહબહાર તે નાડીવ્યૂહ ચિત્તાકાશમાં શમી જાય છે, અને ચિત્તાકાશનો ક્ષોભ કરી મંડલાભિમાનીને જીવની ઉપાસનાના સંદેશ પહોંચાડે છે.

હૃદયપ્રદેશવર્ણનનો સારસંગ્રહ. હૃદયદેશના વર્ણનનો સારસંગ્રહ કરીએ તો તે આ પ્રમાણે થાય છેઃ—

આપણું અંગપ્રત્યંગવાળું અન્નમય શરીર તે બહિઃપુર છે. તેમાં ઉપાસ્ય બ્રહ્મનો શારીરાત્માતરીકે નિવાસ છે તેથી તેને ઉપાસકો બ્રહ્મપુર એવું નામ આપે છે તેની અંદર નાભિથી એક વ્હેંત ઉંચે વક્ષઃસ્થલના પોલાણમાં ડાબી બાજુએ આપણું એક અંતઃપુર છે. તેનું નામ હૃદય છે. તે અધોમુખ પુંડરીકના આકારનું અને આપણી વાળેલી મુઠીના માપનું છે. તે પુંડરીકને એક બાહ્ય-પત્રકોશ છે તેનું નામ પુરીતત્ છે. તે પુરીતત્ અને હૃદયપુંડરીકની વચ્ચે ભૂતાકાશનો અવકાશ છે તેથી તે હૃદયના સંકોચવિકાસને સ્થાન આપે છે. તે પુંડરીકને પુષ્પપત્રનો એક કોશ છે તે વડે તે હૃદયના ચાર ખંડ રચે છે. તે ખંડમાં રુધિરાભિસરણનો સતત પંપ ચાલ્યાં કરે છે. આ ખંડોની રચના કરનાર પત્રોને પુંડરીકદલ એવું નામ અપાય છે. તે હૃદયના પુંડરીકદલની અંદર હૃદયગ્રંથિ છે. જેને દલકોશની ઉપમા અપાય છે, તે હૃદયગ્રંથિરૂપ દલકોશના મધ્યમાં એક સૂત્રરૂપા નાડી છે. તે હૃદયની ગ્રંથિમાં થઇ, પુંડરીકના દલકોશમાં થઇ, તે દલકોશમાંથી પુંડરીકના બાહ્યપત્રકોશમાં એટલે પુરીતત્માં થઇ, તે પુરીતત્ની આગળ પાછળ ૧૦૧ શિરાજાલનું રૂપ પકડી એકતાર રજ્જૂનુંરૂપ પકડી કંઠસ્થ વિશુદ્ધચક્રના કેંદ્રમાં જોડાય છે; આ સઘળી નાડીઓને હિતા એવું નામ આપવામાં આવે

છે. તેમાં જે વિશુદ્ધચક્રમાં ભળી જનારી તે ભળી ગયા પછી સુષુમ્ણા નામવાળી થાય છે, તે સહસ્રદલપદ્મમાં ઉંચે જાય છે; અને તે ભ્રૂમધ્યના તૃતીય આજ્ઞાચક્ર નામની દૃષ્ટિના કેન્દ્રનો સંબંધ કરી દ્વાદશાન્તકેંદ્ર (મગજની બેઠકમાં તાલુસ્થાને આવેલું અને નાસિકા રંધ્રથી બાર અંગુલિ અંદર જ્યાંથી શ્વાસમાં લેવાયલો વાયુ વાયુનલિકામાં પેસી ફેફસામાં જાય છે તે સ્થાન) ભેદી બ્રહ્મરંધ્રપર્યંત તંતુરૂપે જાય છે. પિંડમાં તેનો અવધિ બ્રહ્મરંધ્રમાં આવે છે, પરંતુ તે ત્યાંથી સૂર્યરશ્મિજાલમાં શમી જાય છે, અને અદૃષ્ટ થયેલી સુષુમ્ણા સૂર્યનાં રશ્મિજાલદ્વારા મંડલાભિમાની—સૂર્યબિંબના અધ્યક્ષના હૃદયગુહાસાથે સંબદ્ધ થાય છે, અને આપણા હૃદયમાં થતી ઉપાસનાનાં ભાવરૂપ મોજાંને મંડલાભિમાનીની હૃદયગુહામાં પ્રતિધ્વનિતરીકે પ્રકટાવે છે. આ પ્રમાણે પિંડની બ્રહ્માંડસાથેની પગથી છે, અને તે આપણા અંતઃપુરદ્વારથી એટલે દહર (નાના) હૃદયદ્વારથી આપણે પકડી શકીએ છીએ. તે પગથી પકડવાનું પિંડભુવનમાં અથવા બ્રહ્માંડભુવનમાં બીજું કોઇ દ્વાર નથી, તેથી આ અગમ્ય માર્ગનું સ્વરૂપ પ્રત્યેક ઉપાસકને જાણવાની જરૂર છે, નહિ તો તેઓને શબ્દજાલના જંગલમાં ભૂલા પડવાનો સંભવ છે.

દહરોપાસનાના આરંભમાં ભણવાનો અને ચિંતવવાનો મંત્રામ્નાય. તેનો ભાવાર્થ.

આ ગહન જંગલમાં ભૂલા ન પડાય તેટલા સારૂ—હાર્દવિદ્યાના આરંભમાં નીચેનો મંત્રામ્નાય પ્રત્યેક ઉપાસકે ભણવો. તેનો શ્રેયઃસિદ્ધિમાં નિર્વિઘ્નતાઅર્થે જપ કરવો; અને દહરવિદ્યાનો માર્ગ સદા સર્વદા સ્પષ્ટ નકશાજેવો પ્રકટ રહે તેટલાસારૂ તેના અર્થનું ચિંતન કરવું:—

**ॐ श्यामाच्छबलं प्रपद्ये शबलाच्छ्यामं प्रपद्ये। अश्वइव रोमाणि विधूय पापं, चंद्रइव राहोर्मुखात्प्रमुच्य धूत्वा शरीरमकृतं कृतात्मा ब्रह्मलोकमभिसंभवामीति अभिसंभवामीति ॥** **(छान्दोग्य.)**

"પ્રણવમંત્રનો સરહસ્ય ઉચ્ચાર કરનાર હું ઉપાસક આ ઘનજેવા **શ્યામ** હૃદયપુંડરીકના મધ્યધામમાંથી નાડીદ્વારા મંડલાભિમાનીના વિચિત્ર—**શબલ**—હૃદ્ગુહામાં જાઉં છું. તે શબલમાંથી હું શ્યામ પ્રદેશમાં આવું છું. જેમ અશ્વ થાકેલો પોતાનાં રોમ ઉભાં કરી

ધુળને ખંખેરી નાંખે તેમ હું શમલમાંથી શ્વાસમાં આવતાં પાપને ખંખેરી નાંખું છું, અને જેમ રાહુના મુખમાંથી છૂટેલો ચંદ્રમા ગ્રહણના અવધિએ પોતાની સ્વાભાવિક ચંદ્રિકાથી સુશોભિત જણાય છે તેમ હું અવિદ્યાના આવરણમાંથી છૂટેલો આ ભાતિક શરીરથી પર થઇ મારા સ્વાભાવિક—અકૃત્રિમ—ચૈતન્યમય બ્રહ્મલોકરૂપ સત્યસ્વરૂપને મેળવું છું—ખરેખર મેળવી રહ્યો જ છું."

આ દહરપ્રદેશની પગથીએ ચઢતા પહેલાં ઉપરનો મંત્રામ્નાય તમે વારંવાર જપજો. તે જપવડે તમારાં સર્વ વિઘ્નો દૂર થશે, અને તમને ચતુર્દશ ભુવનમાંના જડ અજડ કોઇ પણ પ્રાણીપદાર્થ પ્રતિબંધ કરવા સમર્થ થશે નહિ.

દહરવિદ્યાનો આરંભ. આ પ્રમાણે જપ કરી પગથીએ હૃદય પ્રદેશમાં ચઢયા પછી દહરવિદ્યાની શ્રુતિ તમને સંભળાવે છે કેઃ—

**अथ यदिदमस्मिन् ब्रह्मपुरे दहरं पुंडरीकं वेश्मदहरोऽस्मिन्नन्तराकाशः तस्मिन् यदन्तस्तदन्वेष्टव्यं तद्वाव विजिज्ञासितव्यम्.** ( छान्दोग्य, )

"આ બ્રહ્મપુરમાં જે નાનું પુંડરીક છે તે પુંડરીકની અંદર જે સૂક્ષ્મ આંતર આકાશ છે તેની અંદર જે છે તેનુ અન્વેષણ કરવું અર્થાત્ તેના ઉપાસના કરવી, અને તેનો સાક્ષાત્કાર કરવો."

આ શ્રુતિવાક્યમાં પહેલો ભાગ તમને હૃદયપ્રદેશવર્ણનથી સ્પષ્ટ થઇ ગયો છે. બીજા ભાગમાં નીચેના પદાર્થો આવે છેઃ—

મૂલ શ્રુતિના સૂત્ર વાક્યમાં વિચારવાના પદાર્થો (૧) આકાશ, (૨) આકાશની અંદરનું તત્વ, (૩) તેનું ઉપાસ્યત્વ; (૪) તેનું જ્ઞેયત્વ.

(૧) હૃદયપુંડરીકમાં એક સૂક્ષ્મ આંતર આકાશ નામની દેવતા છે.

(૨) તે દેવતાની અંદર એક દિવ્ય તત્ત્વ અથવા વસ્તુ છે.

(૩) તે વસ્તુ ઉપાસ્ય છે.

(૪) તે વસ્તુ જ્ઞેય અથવા સાક્ષાત્કાર કરવા યોગ્ય છે.

આ ચાર અર્થોનો સ્ફોટ ઉપાસકે કરવાનો છે. જેમ શબ્દના અનુવેધવડે અર્થભાન થાય, તેમ અર્થના અનુવેધથી અથ દેવતાનું અથવા ચૈતન્યનું ભાન થાય છે. શબ્દસૃષ્ટિમાંથી અર્થસૃષ્ટિનો ઉદય અને અર્થસૃષ્ટિમાંથી પ્રત્યય સૃષ્ટિનો ઉદય. આ પ્રમાણે જ્યારે શબ્દ,

અર્થ અને પ્રત્યય—એટલે ભાન—એકાકાર થાય ત્યારે દેવતાનો—ચૈતન્યનો સ્ફોટ થયો કહેવાય છે. જેમ "ઘટ" શબ્દ ઘકાર ટકાર ઇત્યાદિ વર્ણથી રચાયેલો છે અને તે શ્રોત્રેન્દ્રિયદ્વારા અથવા લિપિના આકારમાં ચક્ષુર્ગ્રાહ્ય થઇ તે શબ્દના અર્થગ્રહણ કરાવનારી સંકેત નામની પગથીએ ચઢનારને "ઘટ" એ નામવાળો બાહ્યઅર્થ બાહ્યપ્રદેશમાં રહ્યા છતાં બુદ્ધિના પ્રદેશમાં સ્ફુટ થાય છે, તેમ આકાશ શબ્દ, આકાશ નામવાળો અર્થ, અને તે આકાશનામવાળા અર્થનું બુદ્ધિપ્રદેશમાં—ચિત્તાશયમાં દ્યોતન થવું જોઇએ.

આકાશ—શબ્દનું નિર્વચન, શબ્દમાં સમાયેલા સૂક્ષ્મત્વ, સર્વગતત્વ સર્વસામાન્યત્વ—એ ત્રણ ભાવો.

આપણે આકાશ શબ્દથી શું સમજીએ છીએ? તે શબ્દ અથવા નામવડે આપણે એવું સમજીએ છીએ કે આ સઘળા ઇન્દ્રિયગ્રાહ્ય પદાર્થો અને તેનાં ભુવનો પછી તે શબ્દની ઘટનારૂપ હોય; કે સ્પર્શની ઘટનારૂપ હોય કે રૂપની ઘટના રૂપ હોય કે રસની ઘટનારૂપ હોય કે ગંધની ઘટનારૂપ હોય—ગમે તે પાંચ જ્ઞાનેન્દ્રિયોથી પકડાય એવું મૂર્તરૂપ હોય તે મૂર્ત રૂપને પોતામાં હરવા ફરવા દે, તેની ગતિઆગતિમાં અવકાશ આપે, પોતે તે અવકાશ આપવામાં કોઇ રીતે કપાય નહિ; તેના હરવા ફરવામાં તેની ગતિઆગતિમાં, તેના પરિણામજન્ય સૂક્ષ્મ પરમાણુઓના ભેદમાં નિર્વિકાર રહે એવું એક વ્યાપક તત્ત્વ છે. આ તત્ત્વને સામાન્ય જનો બુદ્ધિમાં ઉતારી પણ શકતા નથી, તોપણ વિજ્ઞાનવિદો સમજાવી જાણે છે કે સર્વ મૂર્તપદાર્થોમાં સંયોગી એક દ્રવ્ય છે જે દ્રવ્ય **આ** એટલે સર્વ બાજુએ **આકાશતે**—એટલે ઝળકે છે. આ દ્રવ્યના ત્રણ મુખ્ય ધર્મો છેઃ—(૧) તે અત્યંત સૂક્ષ્મ છે એટલે કે મૂર્ત પદાર્થો; તે પદાર્થની મૂર્તિ અથવા ભુવનને ઘડનાર અણુઓ, અને તે ભુવન ભેદાતાં જે રશ્મિનાં અંશુઓ ( Electrons ) નીકળે તે સર્વને પોતામાં માતા પોતાના બાલકને ઉત્સંગમાં ધારણ કરી રમાડે તેમ રમાડે છે. આ કારણથી જે દ્રવ્ય અત્યંત સૂક્ષ્મ છે. અને પોતે તત્ત્વભૂમિકામાંથી કલાના રૂપમાં અથવા ભુવનના રૂપમાં અવતરતું નથી, અને જે અવતરે છે તે સ્વયંભૂ આકાશ નહિ, પરંતુ વાયુના અધિકરણાત્મક અંશ જે લીન થયેલો તે વ્યક્ત થાય છે.

(૨) તે દ્રવ્ય સર્વત્ર વિદ્યમાન છે. એટલે દિગ્નો પણ તે આશ્રય છે. એટલે પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ ઇત્યાદિ જે જે વિભાગો આપણે કરીએ તે વિભાગો તે દ્રવ્યની બહાર થઇ શકતા જ નથી તેથી તે સર્વગત છે.

(૩) તે દ્રવ્ય સર્વ ભૂતની મૂર્તિઓમાં સામાન્ય અધિકરણરૂપે રહે છે, એટલે જેમ મહાસાગરમાં બરફનો મોટો અથવા નાનો કકડો તરે તેમ આ દ્રવ્યની શાંત્યતીત વ્યાપક કલામાં વાયુની સ્પંદ અસ્પંદકલા, અગ્નિની વિભાજક વિદ્યાકલા, જલની ભવિષ્યમાં થનાર ઘટમૂર્તિની સ્થાપક પ્રતિષ્ઠાકલા, અને પૃથ્વીની સ્થિતિસ્થાપક નિવૃત્તિકલા તરતી રહે છે. તેથી તે સર્વસામાન્યદ્રવ્ય મનાય છે.

**આકાશના આ ત્રણ ભાવોને વહન કરનારી શાંત્યતીત કલા અને તેમાં સર્વ મૂર્ત પદાર્થોનું તરવું. આ આકાશનુ નામ ભૂતાકાશ.**

આ પ્રકારનું અત્યંત અમૂર્ત શાંત્યતીત કલાવાળું સૂક્ષ્મ, સર્વગત અને સર્વના સામાન્યઅધિકરણરૂપ દ્રવ્ય તે આકાશ છે. પૃથ્વીની, જલની, તેજની અને વાયુની અનંત આકૃતિઓ અથવા મૂર્તિઓ ગંધાત્મિકા, રસાત્મિકા, રૂપાત્મિકા, સ્પર્શાત્મિકા આ અમૂર્ત આકાશમાં તરે છે. વળી શબ્દાત્મિકા મૂર્તિ કર્ણેન્દ્રિયમાં આકાશની મર્યાદિત સ્થિતિથી જ ઉભી થાય છે, અને તેથી શાબ્દી મૂર્તિ બાહ્યઆકાશનો ઔપાધિક ખંડ કહીએ તો ચાલે. આ પાંચ બાહ્ય ઇન્દ્રિયોથી ગ્રહણ થતી શબ્દ, સ્પર્શ, રૂપ રસ, અને ગંધની મૂર્તિઓ જે આકાશમાં તરે છે તેનું નામ ઉપાસનાશાસ્ત્રમાં ભૂતાકાશ આપવામાં આવે છે. આ ભૂતાકાશમાં ઉપરનાં પાંચ વિષયોનાં બાહ્ય ભુવનો અથવા ગોલકો રમે છે એટલું જ નહિ પણ બાહ્ય ઇન્દ્રિયોમાં પકડાયેલાં તેનાં પ્રતિબિંબરૂપ મૂર્ત રૂપો પણ તરે છે. તેવી જ રીતે વાક્, પાણિ, પાદ, પાયૂ અને ઉપસ્થ તથા તેના વ્યાપારો ગ્રહણ, આદાન, ગમન, વિસર્ગ અને આનંદ બાહ્ય અર્થના ભુવન, તથા કલાસાથે સંબંધમાં રહેલા હોવાથી તે પણ ભૂતાકાશમાં તરે છે.

**ભૂતાકાશની પરભાગમાં રહેલું ચિત્તાકાશ. ચિત્તશબ્દનું નિર્વ-**

આ ભૂતાકાશ જેમાં ભૌતિક પદાર્થોનાં ભુવનો અને કલાઓ પોતપોતાના વ્યાપારસહિત તરે છે છતાં જે ભેદાતું નથી, જે સર્વગત રહી શકે છે, અને જે સર્વ ભૌતિક વિકારમાત્રથી નિર્લેપ રહે છે તેના કરતાં એક ચઢીઆતું આકાશ છે તેને

અન. ચિત્તજાલમાં ગું- થાયેલી ચૈત્યની મૂ- ર્તિઓ. તેને મચ્છીની ઉપમા. હૈરણ્યગર્ભ ચિત્તાશયમાં તે ચૈત્ય મૂર્તિઓને જીવની છોડી દેવામાં આવે છે.

ઉપાસનાશાસ્ત્રમાં ચિત્તાકાશ કહે છે. આ ચિત્તાકાશ શબ્દમાત્રાથી ઘડાયેલા ભૂતાકાશ– કરતાં ભિન્ન તત્ત્વથી ઘડાયેલું હોય છે. તે તત્ત્વનું નામ ચિત્ત આપવામાં આવે છે. અંતઃ- કરણનાં મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એવાં ચાર વ્યાપાર પરત્વે પડેલાં નામ છતાં આ આકાશને ચિત્તાકાશ એવું નામ શાથી આપ- વામાં આવે છે, અને મનનું આકાશ, અથવા બુદ્ધિનું આકાશ અથવા અહંકારનું આકાશ એવું નામ કેમ આપવામાં આવતું નથી? આ પ્રશ્નનું ઉત્તર એ છે કે તે નામ હેતુગર્ભિત છે. ચિતિશક્તિનાં જ્ઞાન, ઇચ્છા અને ક્રિયારૂપ કિરણો જ્યારે ગ્રંથિનુંરૂપ પકડી એક ભોક્તાસાથે સમગ્ર સંસાર- યાત્રાની નિવૃત્તિપર્યંત ટકી રહે છે ત્યારે તે ચિત્ત કહેવાય છે, અને તેના ઉપર જ્યારે પુરુષ જે દૃગ્શક્તિવાળો પણ ક્રિયાશક્તિવિનાનો પંગુ છે તે આરૂઢ થાય છે ત્યારે જીવપુરુષના ચિદાભાસથી પ્રેરાયલી તે ચિત્તમાં પેઠેલી પરમપુરુષની ચિતિશક્તિ સંકલ્પવિકલ્પ કરતી, આલોચન કરનારી, નિર્ણય કરનારી, અને અભિમાન ધારણ કરનારી પ્રકટ થાય છે. પરમેશ્વરની આત્મભૂતા ચિતિશક્તિ ગ્રંથિનું રૂપ પકડી હૃદયમાં સંસારયાત્રાના અવધિપર્યંત ટકે છે તેથી તે ચિત્ત કહેવાય છે, અને તે ચિત્ત ગ્રંથિનુંરૂપ પકડી આગીઆ કીડાજેવું નાનું રૂપ ધારણ કરી બેસી રહેતું નથી, પરંતુ સૂર્યબિંબની પેઠે તે પોતાની પ્રભાને ફેંકે છે અને તેની પ્રભાની જાલમાં મનના, બુદ્ધિના તથા અહંકારના વ્યાપારથી ઉત્પન્ન થનારી સઘળી મચ્છીઓ પક- ડાય છે. સઘળી માનસમૂર્તિઓ આ ચિત્તજાલમાં ગુંથાય છે, અને તેના સંસ્કારો તેમાં એવી અગમ્ય રીતે પડે છે કે તેમાં સપડાયેલું મત્સ્ય કદી મરતું નથી, પરંતુ તેને અગાધ જલના ઉંડાણમાં જતું કરવામાં આવે છે તે એવી સરતે કે અધ્યક્ષચેતન આ જન્મમાં અથવા ગમે તે જન્માંતરમાં તેને ઉપર આવવાની આજ્ઞા કરે તો તરત ઉપર આવી હાજરી આપી જાય છે. જેવી રીતે સારી ચાલ ચાલવાની સરતે ગુન્હેગારોને ગુન્હાની સાબીતી પછી શિક્ષા કર્યા વિના છોડી દેવામાં આવે, અને કોર્ટ હાજર થવાનું કહે ત્યારે તેને હાજર થવું પડે છે, તેવી રીતે આ ચિત્તજાલમાં ફસાયેલી માનસ-

મૂર્તિરૂપ શફરીઓને જે મહાજલમાં છોડી દેવામાં આવે છે તે ભુવર્લોકનું મહાજલ અને તેનું નામ ચિત્તાકાશ છે. તે આકાશ–સર્વત્ર પ્રકાશનારૂં–પ્રત્યેક પ્રાણીની ચૈત્ય મૂર્તિઓને એટલે કે ચિત્તમાં ઉભી કરેલી માનસ મૂર્તિઓને ધારણ કરી રાખે છે, અને જ્યારે જ્યારે તે મૂર્તિઓને જગાડવી હોય છે ત્યારે તે સૂત્રાત્મા અથવા હિરણ્યગર્ભના હૃદયના તારને હલાવીએ કે તુરત તે વાસનારૂપે ખડી થઇ જાય છે.

ભૂલોકનું આકાશ તે ભૂતાકાશ; ભુવર્લોકનું આકાશ તે ચિત્તાકાશ.

પ્રત્યેક ગોલકને અથવા ભૂલોકના ભુવનને ભૂતાકાશ ઉપરાંત ચિત્તાકાશ હોય છે, અને તેમાં સઘળી માનસ મૂર્તિઓ તરે છે. મનોમયી સઘળી સૃષ્ટિના પદાર્થો આ ભુવર્લોકના ચિત્તાકાશમાં ઉદય પામે છે; તેમાં રમતા રહે છે, અને તેમાં લીન થાય છે.

ચૈત્યસહિત ચિત્તો અધ્યક્ષ જીવચેતનસાથે જેમાં તરે છે તે અંતર્યામીનું ચિદાકાશ ચિત્તાકાશથી પણ પર છે તે સ્વર્લોકનું આકાશ છે સ્વર્લોક શબ્દનું નિર્વચન.

આ ચૈત્યોના નામ અને રૂપના વાહક ચિત્તાકાશથી પણ પર એક આકાશ છે તેનું નામ ચિદાકાશ છે. આ આકાશમાં ચૈત્યોના આશ્રયભૂત ચિત્ત તથા તેનાં અધ્યક્ષ ચેતનો તરે છે. આ ચિદાકાશ સર્વ સંસારધર્મોથી નિર્લિપ્ત છે; તેમાં હિરણ્યગર્ભ અથવા સૂત્રાત્માનાં રશ્મિઓ એવી રીતે ગુંથાયેલાં હોય છે કે પોતાના સ્વરૂપમાં રમનારો કરોળીઓ જેમ કેન્દ્રમાંથી નીચેના ભાગમાં ઉતરે, મધ્યલોકમાં જાય અને ઇચ્છામાં આવે તો કેન્દ્રમાં આવી ઠરે તેમ સમગ્ર ભુવર્લોકની તથા ભૂલોકમાં પ્રસરેલી ચિત્તાકાશની તથા ભૂતાકાશની જાલમાં સ્વેચ્છાથી તે ચેતન વિહાર કરે છે. આ ચિદાકાશ ચેતન સ્વર્લોકનું કહેવાય છે, કારણ કે તે **स्वस्मिन्** એટલે પોતાના સ્વરૂપમાં **रमते**–એટલે રમે છે.

આકાશના ત્રણ પ્રકાર અને તેનાં ભેદક લક્ષણો.

ત્યારે દહરવિદ્યાની સિદ્ધિ ઇચ્છનારે હૃદયપુંડરીકની પગથીએ ચઢતાં વિચારવાનાં ક્રમશઃ ત્રણ આકાશ છેઃ (૧) ભૂતાકાશ જે દેહબહાર અનુભવાય છે તથા દેહની અંદર પણ પુરીતત્માં હૃદયપુંડરીક જેમાં હાલે છે તે; (૨) ચિત્તાકાશ જે હૃદયપુંડરીકની અંદરની હૃદયગ્રંથિને પ્રતેજ

અથવા સવ્યાપાર રાખે છે તે હૈરણ્યગર્ભના હૃદયદેશસાથે જોડાયેલું; અને (૩) ચિદાકાશ જે ચિત્તાકાશની પણ અંદર રહેલું જેમાં ચૈત્યસહિત ચિત્ત, તથા તેનું અધ્યક્ષચેતન હૈરણ્યગર્ભહૃદયસહિત તરે છે તે અંતર્યામી પરમેશ્વરની સત્તાનું.

દહરવિદ્યાની શ્રુતિમાં જે અંતરાકાશ તથા તેની અંદરની વસ્તુ જણાવી છે તેનું સ્વરૂપ,

દહરવિદ્યાની આરંભશ્રુતિમાં " જે નાના હૃદયપુંડરીકમાં નાનું અંતરાકાશ "–એવું જણાવ્યું છે તે હૈરણ્યગર્ભ ચિત્તાકાશ; અને " તેની અંદર જે કંઈ છે " એવું જણાવ્યું છે તે અંતર્યામીનું ચિદાકાશ, ઉપાસ્યદેવતા અને જ્ઞેયવસ્તુ તે આ ચિદાકાશ નામથી દહરવિદ્યામાં પ્રબોધી છે. દહરવિદ્યાની દેવતાનું નામ આકાશ છે, અને તે ક્રમશઃ ચિદાકાશ, ચિત્તાકાશ, અને ભૂતાકાશ–એ ત્રણ ભૂમિકામાં અંતર્યામી, હિરણ્યગર્ભ અને વિરાટ્ એ ભાવમાં ક્રમશઃ ઉપાસ્ય છે, અને તે પણ હૃદયપુંડરીકમાં ચિંતવવા યોગ્ય છે.

ત્રણ પ્રકારના આકાશ અને તેમાં રમતા મૂર્ત પદાર્થો સમજવા સારૂ દૃષ્ટાન્ત. એન્જીનમાંથી નીકળતા ધુમાડાનો ધુમટ, તેનાં રજકણો, સમાનકાલે નીકળતી સ્ટીમની એટલે વરાળની વાદળીનો ધુમટ અને જળનાં કણો, અને પ્રત્યક્ષ બાહ્ય આકાશ અને તેમાં ઉડતાં પક્ષીઓ વગેરે.

તમારા મનમાં આ ત્રણ આકાશની ભાવના બરાબર પ્રકટ થાય તેટલાસારૂ એક ઉદાહરણ આપું છું. તમે કોઇ પ્રાતઃકાલે રેલવે સ્ટેશનથી ખુલ્લી મર્યાદામાં ટ્રેનના ઉપડવાના સમયપહેલાં તૈયાર થયેલા એન્જીનઆગળ ઉભા રહો તે એન્જીનમાં કામ કરનારના વ્યાપારથી જે પરિણામો પ્રકટ થાય છે તે કદાચ જોયા હશે. ખુલ્લા મેદાનમાં સર્વત્ર ખુલ્લા પ્રદેશનું આકાશ તમે જોઇ શકો છો તેમાં પંખીઓ આમ તેમ ઉડે છે; તેવામાં એન્જીનનો બોઇલરનો સ્ટોકર કોલસાને નાંખી હલાવે છે એટલે ભુંગળામાંથી કાળી ધુણીના ગોટેગોટ નીકળે છે અને એક ધુમટનો આકાર પકડે છે. તેમાં તમે કોલસાની રજકણો અથવા ધુણીના કણો પણ ઉડતા જોઇ શકો છો, તેવામાં વળી પાણીની ગરમી તપાસનાર સ્ટીમ છોડે છે. તે સ્ટીમ એન્જીનની બાજુ-

એથી નીકળી ભુખરા રંગની વરાળની વાદળી ઉત્પન્ન કરે છે અને તે પણ ઉંચે ચઢે છે, અને તે ધુમાડાના ઘુમટની આગળપાછળ વીંટળાઇ જાય છે. તેમાંની વરાળમાંથી જળના કણો બંધાઈ પાસેનાં વૃક્ષને અથવા આપણ ઉભા રહેલાનાં વસ્ત્રોને ભીનાં કરે છે. આ દેખાવમાં ધુમાડાનો ઘુમટ, સ્ટીમની એટલે વરાળની વાદળીનો તંબુ, અને એ એની આગળપાછળ સૂર્યની પ્રભા જેમાં પથરાઇ ગઇ છે તેવું બાહ્ય આકાશ—આ ત્રણ રંગો દેખાય છે. તેમાં ધુમાડાનો ઘુમટ એ ભૂતાકાશસ્થાને છે; વરાળની વાદળી ચિત્તાકાશસ્થાને છે; અને સૂર્યની પ્રભાવાળો અવકાશ એ ચિદાકાશસ્થાને છે. ધુમાડાના ગોટામાં કોલસાની રજકણો ઉડે છે તે ભૂતાકાશમાં તરતાં ગ્રહ, ઉપગ્રહ, નક્ષત્ર ઇત્યાદિનાં ગોલકોજેવાં છે; વરાળની વાદળીમાં જે જળનાં કણો બંધાઇ જાય છે તે ચિત્તાકાશમાં તરતાં ચૈત્યો છે; અને તેની આગળ પાછળ અને વસ્તુતઃ ભીતરમાં રહેલો અવકાશ જેમાં વરાળની વાદળી તથા જલનાં કણો, તથા ધુમાડીનો ગોટો અને તેમાં ઉડતાં કોલસાનાં રજકણો, અને પંખી આદિ ઉડે છે તે સર્વ ચિદાકાશની વિભૂતિ છે. આ બાહ્ય આકાશરૂપ ચિદંબર ન હોય તો આ વરાળની વાદળી અને તેનાં જલકણો, ધુમાડાના ગોટા અને તેનાં રજકણો ઉત્પન્ન જ થવા ન પામે તો તેમાં રમવાની અથવા તેમાં શમવાની તો વાત જ શી રીતે થાય !

ચિદાકાશની વિભૂતિ.

આવું અપૂર્વ વિભૂતિવાળું–અપૂર્વ ભસ્મને ધારણ કરનારૂં ચિદાકાશ, અથવા ચિદંબર છે, અને તે વિરાટ્ અને હિરણ્યગર્ભની સત્તાના ભૂતાકાશ અને ચિત્તાકાશથી પણ પર છે.

ચિદાકાશ તત્ત્વ-ભૂમિમાંથી કલામાં અને ભુવનમાં અવતરે છે.

દહરવિદ્યાનું આ સૂક્ષ્માત્સૂક્ષ્મ ચિદાકાશ, ચિદંબર, અથવા ચિદ્ગગન નામનું તત્ત્વ શું તત્ત્વ પ્રતિષ્ઠામાં જ રહે છે કે કલામાં અને ભુવનમાં અવતરે છે ?—આ દહરવિદ્યાનો બીજો વિચારણીય પ્રશ્ન છે.

ચિદાકાશમાં સાર્વ-

આકાશના સૂક્ષ્મત્વ, સર્વગતત્વ, અને સર્વસામાન્યત્વ નામના ત્રણ પ્રસિદ્ધ ધર્મો આ ઉપાસ્ય ચિદાકાશ નામની દેવતામાં છે. પરંતુ જેમ ભૂતા-

ચંદ્રકલાવાળું પ્રણવનું બિંદુ સયોનિજ્યોતિર્લિંગની ભાવના ઉત્પન્ન કરે છે.

કાશમાં સૂર્યબિંબ ભૂતાકાશનું નિયામક હોય છે, જેમ ચિત્તાકાશમાં આદિપુરુષ હિરણ્યગર્ભનું હૃદય નિયામક હોય છે તેમ આ ચિદાકાશમાં એક બિંદુસ્થાન યોનિસહિત હોય છે. આ સાર્ધચંદ્રબિંદુ ઁ આવો આકૃતિથી પ્રણવની આકૃતિમાં મૂર્ધસ્થાને મૂકવામાં આવે છે. આ ચિદાકાશમાં કેન્દ્રભાવને પામતું બિંદુ સયોનિ એટલે શાક્તબલવાળું હોય છે. આથી ચિદાકાશની ઉપાસનામાં પ્રણવની અર્ધમાત્રા તથા બિંદુની સંયુક્તભાવના કરવાની હોય છે. પ્રણવનો **अकार, उकार, मकार** એ ત્રણ મર્ત્યમાત્રાનો પૃથક્ ઉચ્ચાર કર્યા પછી અર્ધમાત્રાનો નાદ અને તેનું બિંદુરૂપે એકીકરણ સમસ્ત પ્રણવના ઉચ્ચારમાં સ્પષ્ટ અનુભવાય છે. આ ઉચ્ચાર્ય પરંતુ પરશ્રાવ્ય-નહિ એવો પ્રણવ ત્રીજા પાદની ઊર્ધ્વરેખામાં સ્વગ્રાહ્ય હોય છે, એટલે કે તેનો ધ્વનિ ઉચ્ચાર કરનાર પોતે સાંભળી સમજી શકે છે, પરંતુ બીજો મનુષ્ય તે ઉચ્ચારને સાંભળી તથા સમજી શકતો નથી. પ્રણવની આ સાર્ધચંદ્ર બિન્દુરૂપ માત્રા તૃતીયપાદના અવધિની અને તુરીયપાદના આરંભની વચ્ચેની હોય છે. આ માત્ર કેવલ ચિતિરૂપા અથવા શાંત બિંદુરૂપા નથી તેમ કેવલ ચિત્તરૂપા અથવા ચંચલ અંતઃકરણના કણજેવી પણ નથી, પરંતુ સ્પંદકલાવાળી–ચેતોમુખા—ચેતનનો અંકુર કાઢનારી હોય છે.

સચંદ્રકલાવાળું બિંદુ તે પ્રણવની ચેતોમુખા અર્ધમાત્રા અને તેનું રહસ્યનામ સોમ.

તે ચિદાકાશરૂપ તત્ત્વમાં જે ખંડ ચેતોમુખ થાય છે તેનું નામ રહસ્યશાસ્ત્રમાં સોમ એવું આપે છે એટલે કે **उमया सहितः सोमः**—ઉમાશક્તિસહિત શિવ એટલે સાંબ આપવામાં આવે છે. ચિદંબરનું આ સોમ અથવા સાંબ શબ્દ વાચ્યરૂપ તે તે તત્વની કલા છે, અને તેનું બાહ્યરૂપ પ્રણવમાં ઁ માં જણવવામાં આવે છે તથા સયોનિ શિવલિંગથી દર્શાવવામાં આવે છે. ભવિષ્યમાં થનારી રુદ્ર, બ્રહ્મા અને વિષ્ણુની ત્રણ ગુણમૂર્તિઓ-

સોમ અને ત્ર્યંબક શબ્દોનાં નિર્વચન.

કરતાં પરભૂમિની આ ત્રણ મૂર્તિઓની જનક ( **त्रयाणां ब्रह्म विष्णु रुद्राणां अंबकः जनकः = त्र्यंबकः** ) ત્ર્યંબક નામની અં-

બાના—ઉમાના—અર્ધ શરીરથી રોકાયેલી સાંબ—અર્ધનારીશ્વરી—મૂર્તિ તે આ ચિદ્ગગનતત્ત્વની કલામાંથી ઉત્પન્ન થનારૂં ભુવન અથવા વિગ્રહ છે. આ સાંબ વિગ્રહ અથવા ભુવન ચિદાકાશમાં જેમ ચિત્તાકાશમાં ચૈત્યો ઉભાં થાય, જેમ ભૂતાકાશમાં ભૌતિક પદાર્થો ઉભા થાય તેમ ઉપાસકની ઉપાસનાના પ્રભાવથી આવિર્ભાવને પામે છે. તે શાશ્વત સનાતન સાંબવિગ્રહ અથવા ઉમાસહિત શિવની ત્રિનયના મૂર્તિ જે ત્રણ ગુણમૂર્તિઓની પ્રાણપ્રદા છે તે તે જેઓ પ્રકટ કરી ચિદાકાશમાં યજે છે તેઓ આ પ્રકારની ભાવના કરે છેઃ—

હૃદયપુંડરીકનું ગ્રંથિરૂપ અવયવ જાણે ચિદાકાશમાં તરે છે. તે ગ્રંથિની આગળ પાછળ એક વર્તુલ છે.

સોમ અથવા સાંબ ચિદાકાશની ભાવના. આ ગોલકની મર્યાદામાં સર્વતોમુખ સળગતો એક મહા અગ્નિ છે. તે અગ્નિની સર્વતોમુખા સપ્તજીહ્વામાંની એક જીહ્વા અથવા જ્વાલા ગ્રંથિના ભીતરમાં થઇ ઉપર નીકળેલી હોય છે. આ અગ્નિની સર્વતોમુખા જ્વાલાઓ આપણા દેહને આપાદતલ તપવે છે. અને મધ્યજ્વાલાગ્રંથિનો ભેદ કરી જેમ લીંબુમાં ભોંકેલી સોય લિંબુઉપર નીકળે તેમ હૃદયગ્રંથિને ભેદી, હૃદયપુંડરીકને ભેદી, પુરીતતને ભેદી, હિતાનામની નાડીજાલમાં રહેલી મધ્યનાડીમાં પ્રવેશી જ્યોતરૂપે ઊભી સુષુમ્ણાના વિવરમાં સળગે છે. આ સુષુમ્ણાના વિવરમાં હૃદયની ગ્રંથિમાંથી પ્રસરેલી વહ્નિશિખા જાણે ઘનમેઘની અંદર વિદ્યુત્‌ની લેખા ઝળકે તેવા ઝળકે છે અને તે અત્યંત સૂક્ષ્મ નીલગ્રીવાવાળી, ઉપર અગ્ર કરતી અને નીચે હૃદયગ્રંથિને આધારરૂપે વળગેલી સયોનિજ્યોતિર્લિંગાત્મક હોય તેવી ભાવના કરવાની હોય છે. આ સયોનિજ્યોતિર્લિંગની મધ્યમાં--સાંબ મૂર્તિના હૃદયમાં ઉપાસ્ય ચિદાકાશ દેવતાનું કેન્દ્ર છે.

આ દહરવિદ્યાની દેવતાનું મુખ્ય નામ આકાશ છે, અને તે પણ ચિદાકાશ છે. તે નામ તેનું તત્ત્વપ્રધાન છે, એટલે કે તેના તાત્ત્વિક ભાવને પ્રકટ કરનાર છે. તેનું બીજું નામ સોમ છે એટલે "ઉમાસહિત શિવ" છે. તે નામ દેવતાનું કલાપ્રધાન છે. તેમાં આકાશતત્ત્વનો ખંડ જાણે થયો હોય એવું ભાન થાય છે. તેમાં દેવતા જાણે દ્વિતીયાચંદ્રની પેઠે અંકુરિત થઇ હોય,

આકાશ, સોમ અને સાંબ એ ત્રણ દેવતાનાં તત્ત્વ પ્રધાન, કલાપ્રધાન અને ભુવનપ્રધાન નામો છે.

ન્તોમુખા થઈ હોય એવી ભાસે છે. તેનું ત્રીજું નામ સાંબ--એટલે–માતાસહિત પિતા—અર્ધનારીશ્વર છે. તેમાં શક્તિનાં અને શિવનાં પૂર્ણ અંગો દ્વિખંડમાં સંયુક્ત દશામાં ઝળકે છે. એ ભુવનપ્રધાન નામ છે.

ત્રણ નામ પ્રમાણે દેવતાનાં ત્રણ રૂપો અથવા વિગ્રહો. સૂક્ષ્મતર સૂક્ષ્મ અને સ્થૂલ. ત્રણ અધિકારીનો ભેદ.

આ આકાશ, સોમ, અને સાંબ એ ત્રણ તત્ત્વપ્રધાન કલાપ્રધાન અને ભુવનપ્રધાન નામપ્રમાણે દેવતાનાં વિગ્રહો પણ સૂક્ષ્મતર, સૂક્ષ્મ અને સ્થૂલ એવાં ત્રણ જાતિનાં હોય છે. તત્ત્વપ્રધાન વિગ્રહ પૂર્ણ વર્તુલ • સબિંદુ હોય એવું ભાવનામાં લાવવાનું હોય છે; કલાપ્રધાન વિગ્રહ સાર્ધચંદ્રબિંદુરૂપ ~ હોય છે; ભુવનપ્રધાનવિગ્રહ અર્ધનારીશ્વરાત્મક હોય છે. આ સૂક્ષ્મતર, સૂક્ષ્મ, અને સ્થૂલ વિગ્રહવાળી દેવતાની ભાવના કરનારા ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ અધિકારી હોય છે.

છ અંગાવબદ્ધ ઉપાસનાનાં અંગોનું સ્વરૂપ.

દહરવિદ્યાની દેવતાનાં નામ તથા રૂપનો નિર્દેશ કર્યા પછી તે દેવતાનાં અંગો, ગુણો અને કર્મવડે ઉપાસનાને સુસંબદ્ધ કરવાની રહે છે. આપણા સ્થૂલ–શરીરમાં મુખ્ય છ અંગ નીચે પ્રમાણે હોય છે:–

૧ મસ્તક, ૨ મધ્યદેહ, ૩ તથા ૪ બે બાહુ, તથા ૫–૬ બે પગો.

આ છ પૂર્ણાંગવાળું જેવું સ્થૂલ શરીર હોય છે તેમ આ દેવતાને પણ તે તે અંગોમાં છ ભાવોનો ઉપાસકે વિન્યાસ કરવાનો હોય છે. તે ભાવવિન્યાસ આ પ્રમાણે થાય છે:—

ષડંગ ન્યાસ દશ અવ્યય અને તેનો પ્રાણરૂપે વિન્યાસ-વિગ્રહવતી ઉપાસના.

સાંબ–અર્ધનારીશ્વરની મૂર્તિના મસ્તકમાં સર્વજ્ઞતાનો વિન્યાસ કરવો, મધ્યદેહમાં તૃપ્તિનો વિન્યાસ કરવો, ડાબા બાહુમાં અનાદિબોધનો વિન્યાસ કરવો, જમણા બાહુમાં સ્વતંત્રતાનો વિન્યાસ કરવો, ડાબા પગમાં અલુપ્તશક્તિનો, અને જમણા પગમાં અચિંત્યશક્તિનો વિન્યાસ કરવો. આ સર્વજ્ઞતા, તૃપ્તિ, અનાદિબોધ, સ્વતંત્રતા, નિત્ય અલુપ્તશક્તિ અને અચિંત્યશક્તિ નામનાં છ દૈવી અંગોવડે ઉપાસ્યદેવતાનું શરીર ઘડી દશ અવ્યય–એટલે નાશ ન પામે તેવા ગુણો અથવા ધર્મોનો પ્રાણરૂપે વિન્યાસ કરવો. તે દશ અવ્યય આ પ્રમાણે છે:—

જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય, તપ, સત્ય, ક્ષમા, ધૃતિ, સ્રષ્ટૃત્વ,
૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮
આત્મસંબોધ, અધિષ્ઠાતૃત્વ.
૯ ૧૦

આ દશ અવ્યય પ્રાણોથી સચેતન થયેલી, ષડંગથી અવબદ્ધ થયેલી, સાંબમૂર્તિ ચિદાકાશમા જેટલો સમય આવિર્ભૂત દશામાં રાખી શકાય તેટલો સમય ઉભી રાખી તેમાં ઉપાસકે પોતાના આત્મા-તરીકે વિભાવના કરવી, અને પોતાનું અનુભવાતું અવળું શારીરાત્માનું રૂપ છે ત અનાત્મા છે એવું ભાન કરવું. એટલે કે પોતાનાં શરીરનાં છ અંગ ભૂતમાત્રાનાં બનેલાં વિકારી છે, તેને બદલે સર્વજ્ઞતાદિ છ ભાવમાત્રાનાં બનેલાં મારાં અંગો છે એવો ઉત્કટ આવેશ લાવવો. હું અજ્ઞાની, રાગી, અશક્ત, પાપી, અસત્ય, ક્રોધી, અસ્થિર, ષઢ અથવા નિર્માલ્ય, પરપ્રબોધની અપેક્ષાવાળો, અને પરથી પ્રેરાતો પરતંત્ર પશુ નહિ; પણ જ્ઞાની, વિરાગી, ઐશ્વર્યવાળો, તપસ્વી, સત્ય, ક્ષમાશીલ, ધૃતિવાન્, સ્રષ્ટા, સ્વયંપ્રબુદ્ધ, અને સ્વતંત્ર અધિષ્ઠાતા સાંબશિવરૂપ છું એવો આવેશ લાવવો. આ આવેશસાથે થયેલી દહરોપાસના, ઉપાસકમાં ઉપાસ્યસાંબશિવનાં ઉપરના સ્વાભાવિક ધર્મો ભુવનમાં એટલે તેના સ્થૂલ દેહમાં ઇન્દ્રિયોના દ્વારથી ઉતારી લાવે છે. તેમ સાંબશિવનો કલાવતાર થાય છે. એટલે તે દેવતાના ઉપરના નૈસર્ગિક ગુણધર્મો તેના બાહ્યજીવનના ખંડમાં ઉતરી આવે છે. તે જો કે ચક્રવર્તી સમ્રાટ્ નથી થતો, તોપણ પોતાના નાના ભુવનનો અથવા ગ્રામનો સ્વરાટ્ થાય છે. તેનાં કરણો અને પ્રકૃતિઓ વિપ્લવ કરનારાં વૈરાજ્ય દશામાં ચાલી જતાં નથી, પરંતુ સ્વારાજ્યના આધિપત્યવાળાં રહે છે.

**કલાવતાર કરાવનારી અથવા કલાવતી ઉપાસના**

સાંબશિવની હૃદયપુંડરીકના ચિદાકાશમાં છ અંગથી અવબદ્ધ, અને દશ અવ્યય ગુણોથી ગુંથાયેલી સાકાર મૂર્તિની ઉપાસના કરનારને પોતાના દેહભુવનમાં સાંબ દેવતાનો કલાવતાર થાય છે, અને તે પછી તે કનિષ્ઠ અધિકારમાંથી મધ્યમાધિકારમાં વિગ્રહવતી—સાકાર—ઉપાસનાથી ચઢીઆતી સૂક્ષ્મ ભૂમિકાની કલાવતી—સોમ દેવતાની ઉપાસના કરવા સમર્થ થાય છે. તે અધિકારમાં તેને અર્ધનારીશ્વર દેવતાના શરીરનો આશ્રય લેવાની જરૂર પડતી નથી, માત્ર સયોનિ જ્યોતિર્લિંગના પ્રતીકમાં ઉપાસના

કરી શકે છે. પ્રણવના સાર્ધચંદ્ર ચેતોમુખ પાદમાં એટલે ँ નાદ અને બિંદુના સંયુક્ત પ્રતીકમાં પુનઃપુનઃ પર્યાલોચન કરતાં તેને ૐકાર ઉમાકાર થતો જણાય છે. મધ્યમાત્રાથી એટલે ઉપકારથી પલટાઈ પ્રણવનો ઉચ્ચાર સતત ઘંટાનાદરૂપે કરનારને પ્રણવનો ધ્વનિ ઉમાકાર ધ્વનિમાં બદલાય છે. આ રહસ્યના જાણનારાઓ જ્યારે ૐકારને શિવપ્રણવ એવું નામ આપે છે ત્યારે ઉમાને શક્તિપ્રણવ એવું નામ આપે છે. પ્રથમ પ્રણવમાં અકારવડે આદિ—આરંભનું સર્જનબલ હોય છે, ત્યારે બીજા પ્રણવમાં ઉકારવડે—ઉન્મેષનું—જ્ઞાનાગ્નિ જગવવાનું બલ હોય છે.

(અપૂર્ણ)

नर्मदाशंकर देवशंकर महेता.



# राजयोग.

( અનુસંધાન ૪૫ મી શ્રેણીના પૃષ્ઠ ૬

## ૩ आसन.

સંતોષથી અનુત્તમ સુખલાભ થાય છે. અનુત્તમ એટલે જે સુખથી કોઇ ઉત્તમ સુખ નથી તે. સંતોષનું પાલન ત્યારે થાય છે કે જ્યારે તૃષ્ણાનો ક્ષય થાય છે અથવા જ્યારે તેને જીતવામાં આવે છે. તૃષ્ણા એ રજોગુણ અને તમોગુણના પરિણામે પ્રકટે છે, અને આ રજોતમોગુણનો ક્ષય થતાં સત્ત્વગુણની વૃદ્ધિ થાય છે. અને તેની વૃદ્ધિ થવાથી સાધકને અપૂર્વ સુખશાંતિનું ભાન થાય છે. અકામ પુરુષને જે આનંદ થાય છે તે ઘણો મહાન્ હોય છે. વિષયસુખજન્ય તથા સિદ્ધિઓથી થતા આનંદથી પણ આ આનંદ ઘણો વિશેષ અને ઉત્કૃષ્ટ પ્રકારનો હોય છે.

વિવેકી સાધકો ! તમારાથી યોગનાં બીજાં અંગોનું અનુષ્ઠાન ન બને તો માત્ર આ સંતોષની પ્રતિષ્ઠા પ્રાપ્ત કરશો તો પણ તે અતિ હિતકર છે.

તપની પ્રતિષ્ઠા થવાથી અશુદ્ધિનો ક્ષય થાય છે અને અને શરીર તથા ઇંદ્રિયસંબંધી સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. અણિમા, મહિમા વગેરે સિદ્ધિઓ તથા દૂરદર્શન, દૂરશ્રવણ વગેરે સિદ્ધિઓ આ તપની પ્રતિષ્ઠા થતાં મળે છે. તપનો આ મહિમા પણ ન્યૂન નથી. યોગસાધકે આ અંગને પણ સિદ્ધ કરવું ઘટે છે.

સ્વાધ્યાયની પ્રતિષ્ઠા થવાથી ઇષ્ટદેવતાનો સાક્ષાત્કાર થાય છે. સાધક ઇચ્છે તે ઇષ્ટદેવતાને આ સ્વાધ્યાયના પ્રભાવે પ્રકટ કરી શકે છે. સ્વાધ્યાયનો મહિમા પણ સામાન્ય નથી. ઇશ્વરપ્રણિધાનથી સમાધિસિદ્ધિ થાય છે. સમાધિના બે પ્રકાર છે, એક સંપ્રજ્ઞાત અને અન્ય અસંપ્રજ્ઞાત. ત્યાં ઇશ્વરપ્રણિધાનવડે સાધકને ઇશ્વરાનુગ્રહવડે પ્રથમ સંપ્રજ્ઞાત સમાધિ પ્રાપ્ત થાય છે: અને તેજ ઇશ્વરના અનુગ્રહવડે અસંપ્રજ્ઞાતસમાધિમાં જેની જેની આવશ્યકતા હોય છે તેની પ્રાપ્તિ અથવા તેના ઉદયદ્વારા અસંપ્રજ્ઞાત સમાધિ પ્રાપ્ત થાય છે. ઇશ્વરપ્રણિધાનથી યોગનાં બીજાં અંગોની પણ રૂડે પ્રકારે સિદ્ધિ થાય છે. તેમ જ યોગનાં બીજા અંગોને સાચી ઇચ્છાથી, પ્રેમથી, સાધનાર સાધકઉપર ઇશ્વરાનુગ્રહ થાય છે, અને તે તે અંગોની સિદ્ધિ થાય છે.

આ પ્રમાણે બન્ને પરસ્પર એક બીજાને ઉપકારક છે. યોગમાં કાંઇ એક જ અંગની આવશ્યક્તા છે એમ નહિ, પણ તેમાં જે જે અંગો જણાવ્યાં છે તે સર્વની આવશ્યકતા છે. જેથી આ સર્વ અંગોનું અનુષ્ઠાન કર્તવ્ય છે. કોઇ એકાદ અંગની સિદ્ધિ કરનાર યોગના સંપૂર્ણ ફળને લણી શકતો નથી તથા તેવડે જે જે લાભ થાય છે તે સર્વને પામી શકતો નથી.

યોગસાધકને મધ્યમાં એવી પણ શંકા થાય છે કેઃ આ સર્વ યમ-નિયમોનું પાલન કરવાની શી જરૂર છે? તેને એવો વચમાં વિતર્ક થાય છે કે તેનું પાલન ન થાય તો પણ ચાલી શકે. પણ આ પ્રકારના વિતર્ક ભ્રાંતિથી જ ઉપજે છે, જેથી તેને રોકવા ઘટે છે. હિંસા, કામ ક્રોધ વગેરે યોગનાં વિરોધી છે તથા તે દુઃખરૂપ અનિષ્ટ ફળને આપનાર છે, મારે તો દુઃખનો આત્યંતિક ક્ષય કરવો છે, એ વગેરે વિચાર કરીને આ વિતર્કને રોકવા ઘટે છે. જ્યારે આ પ્રકારના અંતઃકરણમાં વિતર્ક ન ઉઠે ત્યારે તે યમનિયમાદિની સિદ્ધિ થએલી સમજવી.

તેમ જ અહિંસાની પ્રતિષ્ઠાથી વૈરત્યાગ થાય છે, સત્યથી વાણીની અમોઘતા આવે છે, બ્રહ્મચર્યની પ્રતિષ્ઠાથી વીર્યલાભ થાય છે, એ વગેરે જે જે તે તે અંગોની સિદ્ધિનાં ફળો દર્શાવ્યાં છે, તે ફળોનું દર્શન ન થાય ત્યાંપર્યંત તે તે અંગનું પાલન કર્તવ્ય છે અને તેની ઉપેક્ષા કરવી ઉચિત નથી.

યોગનું ત્રીજું અંગ **આસન** છે. ત્યાં આસન કેવા સ્થાનમાં સ્થાપવું તેનો પણ તેમાં સમાવેશ થઇ જાય છે. જે દેશ પવિત્ર હોય, જે નૈસર્ગિકરીતે સુંદર હોય, જ્યાં હવા સુખકર હોય, જે દેશ ધાર્મિક હોય, જલાશય જેની સમીપ હોય, નદી જેની પાસે થઇને ખળખળ કરતી વહેતી હોય, જેને જોતાં જ સ્વાભાવિક પ્રસન્નતા પ્રકટે તેમ હોય, જે ભયરહિત હોય એવા પર્વત, નદી, કે સરોવરની પાસેનો એકાંત પ્રદેશ યોગસાધનાને માટે પસંદ કરવો જોઇએ.

જેમને બીજું કંઇ કર્તવ્ય નથી અર્થાત્ જે ગૃહી નથી, પણ ત્યાગી છે, અને જેને યોગસાધનવિના અન્ય કંઈ કરવાનું નથી, એવો સાધક તો આવા સ્થાનમાં રહી શકે છે. પણ જે વ્યવહારમાં સ્થિત છે તે આવા એકાંત પ્રદેશમાં પોતાનો વ્યવહાર છોડીને સ્થિતિ કરી શકતો નથી.

સત્ય કહીએ તો દુધમાં અને દહીંમાં બેમાં પગ રાખવાથી કંઇ અર્થ સરતો નથી. એક બાજુથી વ્યવહાર સાધવો અને બીજી બાજુથી યોગ સાધવો એ બન્ને વિરોધી છે. આ પ્રમાણે કરવાથી બન્નેમાંથી એકની પણ ઉત્તમ પ્રકારે સિદ્ધિ થઇ શકતી નથી. તેથી વિવેકીએ તો યોગની સિદ્ધિથી પ્રાપ્ત થતા મહાન્ ફળનો વિચાર કરીને તેને સાધવામાં જ પોતાનો સર્વ સમય ગાળવો ઘટે છે. કારણ કે જો આપણને સુખની જ ઇચ્છા છે તો યોગ સાધતાં વ્યવહારની સિદ્ધિથી જે સુખ મળે છે તેના કરતાં હજાર ગુણશ્રેષ્ઠ સુખ પ્રાપ્ત થાય છે. જેથી વિવેકીએ તો આ માનવ તનુમાં આ એક યોગની જ સિદ્ધિ કર્તવ્ય છે.

તો પણ સર્વનો અધિકાર બધું છોડીને એકાંતમાં જઇને યોગ સાધી શકે તેવો હોતો નથી. જેથી તેવા મંદ અધિકારી વ્યવહારમાં રહ્યે રહ્યે પણ યથાશકિત યોગ શાધી શકે છે. અને આવા મંદ અધિકારી પણ જો આગ્રહથી નિત્ય યથાશકિત યોગનાં સાધનો સાધે છે તો તેમને પણ તે અંગોની ન્યૂનનાધિક અંશમાં સિદ્ધિ થતાં તજ્જન્ય ફળનું દર્શન થતાં તેમાં આધક અનુરાગ પ્રકટે છે, અને તે પછી વ્યવહારને ત્યજી દે છે અને એકાંતમાં જઇને માત્ર યોગસાધના જ કરે છે. તેથી આવા મંદ અધિકારીએ પોતાના ઘરમાં રહીને પણ યથાશકિત બ્રહ્મચર્યાદિકના પાલનપૂર્વક યોગનાં અંગોને સાધવાં ઘટે છે.

આવા સાધકે પોતાના ઘરમાં જે ઉત્તમ સ્થાન હોય તે પસંદ કરવું. તે સ્થાનમાં હવા તથા પ્રકાશ છુટથી આવી શકે તેવું હોવું જોઇએ. તેને ગોમયથી લીંપીને સ્વચ્છ રાખવું. ભીંતો ધોળીને સ્વચ્છ કરવી. આજુબાજુ ગંદકી ન રાખવી. તે સ્થાનમાં મહાપુરુષોની છબીઓ લટકાવવી. તે સ્થાનમાં અવાજ આવે એવું ન હોવું જોઇએ. મુખ્ય બારણું બંધ કરતાં બારીઓ તથા જાળીઓમાંથી પ્રકાશ તથા હવા આવી શકે તેવું હોવું જોઇએ. તેમાં કચરો ન થવા દેવો અને નીચે તથા ભીંતોઉપર વાળીઝાડીને હંમેશાં સ્વચ્છ રાખવું, કે જેથી માખી તથા મચ્છર વગેરે જંતુઓનો ત્રાસ ન થાય. તેમાં ઝાડનાં કુંડાં વગેરે ગોઠવીને તેને બને તેટલું મનોરમ કરવું. તેમાં પ્રસંગે પ્રસંગે ધૂપ વગેરે કરીને તેને સુગંધમય રાખવું. આ સ્થાનમાં પ્રવેશતાં સ્વાભાવિક રીતે જ ચિત્તને પ્રસન્નતા ઉપજે એવું તેને કરવું.

આવા સ્થાનસંબંધમાં એક વિશેષ સૂચના પણ કરવાની હોવાથી પ્રસંગ પ્રાપ્ત થયો છે તો કરવી યોગ્ય જણાય છે. તે એ કે આવા યોગસાધનાને માટે નક્કી કરેલા સ્થાનમાં બીજા મનુષ્યોનો પ્રવેશ ન હોવો જોઇએ. બીજા મનુષ્યો આવે તેમને બીજા સ્થાનમાં બેસાડવા જોઇએ. ઘરનાં સ્ત્રીપુત્રાદિકને પણ આ સ્થાનમાં બેસવા ઉઠવા દેવાં ન જોઇએ. માત્ર સાધકે જ આ સ્થાનમાં સૂઇ રહેવું. બીજા કોઇને તે સ્થાનમાં સુવા દેવું નહિ. આ સ્થાનના વાતાવરણને હંમેશાં પવિત્ર રાખવું. તેમાં પેઠા પછી તે સ્થાનમાં જેટલો વખત સ્થિતિ રહે તે સમયમાં પવિત્ર વિચારોને જ સેવવા. યોગનાં શાસ્ત્રનો-સંબંધી જ તે સ્થાનમાં વિચાર કરવા, તથા એવાં પરમાર્થવિષયને લગતાં જ પુસ્તકો તે સ્થાનમાં વાંચવાં હોય તો વાંચવાં.

આવા સ્થાનનો મહિમા ઘણો હોય છે. આવું સ્થાન યોગ-સાધનમાં આપણને ઘણું ઉપકારક થાય છે અને આપણા અભ્યાસમાં સાહાય્ય કરનાર થઇ રહે છે. આવા સ્થાનમાં રહીને સાધન કરનાર પોતાની પ્રગતિ વિશેષ કરી શકે છે. આવા સ્થાનમાં પ્રવેશતાં જ ચિત્તની પ્રસન્નતા પ્રકટે છે. કામક્રોધાદિ વિકારો દબાય છે, સાધન સાધવાનો ઉત્સાહ જાગ્રત્ થાય છે, તથા પ્રમાદ, ગ્લાનિ, નિરુત્સાહ, જડતા, વગેરે સહજ દૂર થઇ રહે છે, અને ઉત્તરોત્તર આસન પ્રાણાયામાદિ અંગો સાધવામાં પ્રીતિ પ્રકટે છે તથા અધિક સમય તે સાધવાની વૃત્તિ થાય છે.

આસનમાં સાધકે પોતાને બેસવા માટે કયું આસન વાપરવું તેનો પણ સમાવેશ થઇ જાય છે. મૃગચર્મ, દર્ભાસન, ગરમ ઉનનું આસન વગેરે પવિત્ર વસ્તુઓ આસનમાં લેવી યોગ્ય ગણી છે. આસન એટલાં કઠિન ન હોવાં જોઇએ કે બેસતાં ત્રાસ થાય. તેના ઉપર બેસતાં સુખ ઉપજે એવી રીતે દર્ભાસન, મૃગચર્મ, અને ઉનનું કે સુતરનું આસન પાથરીને સ્વસ્થ થઇને તેના ઉપર સાધકે બેસવું. બની શકે તેમણે મૃગચર્મને મેળવવું અને તેનું આસન કરવું, એવું યોગવિદ્યાના ઘણા ગ્રંથોમાં કહેલું જોવામાં આવે છે. કારણ કે મૃગચર્મનું આસન યોગસિદ્ધિમાં ઉપકારક છે, એમ માનવામાં આવે છે.

હવે આસન એટલે કેવી રીતે બેસવું તે સંબંધનો વિચાર કરવાનું પ્રાપ્ત થાય છે. શ્રીપાતંજલ યોગસૂત્રમાં **स्थिर सुखमासनम्**

એ પ્રમાણે આસનનું સ્વરૂપ કહ્યું છે. એટલે જે સ્થિરતા અને સુખ ઉપજાવનાર હોય તે યોગના અંગરૂપ આસન સમજવું. આ સૂત્રનો એ અર્થ છે કે જે સ્થિરતાને પ્રકટ કરનાર હોય, તથા તેની સાથે જે સુખને ઉપજાવનાર હોય તેવું આસન કરવું. યોગનો અર્થ ચિત્તવૃત્તિઓનો નિરોધ કરવો એ છે. આ ચિત્તનિરોધમાં આ આસન ઉપયોગી છે. ઘણા મનુષ્યો માને છે કે આસનની યોગમાં કંઇ વિશેષ અગત્ય નથી, તે તો માત્ર હઠયોગીને માટે જ છે. પણ આ તેમની ભૂલ છે. આ પ્રમાણે માનનાર સાધકો આસનની ઉપેક્ષા કરે છે અને ભાગ્યે જ તે અર્ધો કલાક પણ સ્થિરતાથી એક આસને બેસી શકે છે. તે કહે છે કે ધારણા, ધ્યાન, અને સમાધિ એ યોગનાં પ્રધાન અંગો છે અને તેની સિદ્ધિ થાય અથવા તો તે સધાય એટલે થયું. આસન એ તો યોગનું બાહ્ય અંગ છે અને તે ન સધાય તો પણ અડચણ નથી.

આ પ્રમાણે કહેનારને જોઇએ છીએ તો જણાય છે કે તે યોગમાં ભાગ્યે જ આગળ વધેલા હોય છે. અને ધારણાધ્યાનની જ તેમણે સિદ્ધિ કરી હોતી નથી તો સમાધિની તો સિદ્ધિ તે કયાંથી જ કરે ?

જો યોગમાં આસનની જરૂર ન હોત તો તે વિદ્યાના જ્ઞાતાઓ તેની ગણના તેનાં અંગોમાં કરત નહિ. પરંતુ તેની ગણના આ આ અંગોમાં કરેલી જોવામાં આવે છે, તે જ દર્શાવે છે, કે તેની જરૂર છે. આગળ જણાવ્યા પ્રમાણે યમનિયમની ઉપેક્ષા કરનાર જેમ યોગમાં આગળ વધી શકતા નથી તેમ આસનની ઉપેક્ષા કરનાર પણ આગળ વધી શકતા નથી.

શરીર અને મનનો નિકટનો સંબંધ છે, એ આજે સઉ કોઇ જાણે છે. શરીરની સ્થિરતા થતાં મનની સ્થિરતા થાય છે, અને મનની સ્થિરતા થતાં શરીરની સ્થિરતા થાય છે. આ બન્નેને પરસ્પર સંબંધ છે. જેથી મનની સ્થિરતાઅર્થે પ્રથમ શરીરની સ્થિરતા-પણ પ્રાપ્તવ્ય છે. એક સ્થાનમાં અર્ધો કલાકજેટલો સમય પણ શાંતિથી બેસી ન શકનાર મનની સ્થિરતા કેવી રીતે કરી શકશે ? વળી મનની સ્થિરતા સાધવી એ સહજ નથી. તે શરીરની સ્થિરતા કરતાં પણ અધિક કઠિન છે. સ્થૂલ એવા શરીરની સ્થિરતાને જે સાધી શકતા નથી તે સૂક્ષ્મ એવા મનની સ્થિરતાને કેવી રીતે સાધી શકે ?

આસનની જેણે સ્થિરતા સાધી નથી એવો સાધક આગળનાં અંગો સાધવા જાય છે તો તેની વૃત્તિ વારંવાર તેના શરીરપ્રતિ જાય છે. અને આ પ્રમાણે તેની વૃત્તિ વારંવાર શરીરપ્રતિ જતી હોવાથી તે ચિત્તસ્થૈર્યને અથવા ચિત્તનિરોધને સાધી શકતો નથી. શરીરની અસ્થિરતા અથવા ચંચલતા એ યોગમાં વિઘ્ન કરનાર છે, અને ચિત્તસ્થૈર્ય એ ઉપકારક છે, જેથી સાધકે તે પ્રાપ્તવ્ય છે.

વળી શરીરને અને મનને જેમ નિકટનો સંબંધ છે તેમ મનને અને પ્રાણને પણ નિકટનો સંબંધ છે. જો પ્રાણ ચલ હોય છે તો મન પણ ચલ રહે છે, અને મન ચલ હોય છે તો પ્રાણ પણ ચલ રહે છે. અને તે જ પ્રમાણે જો પ્રાણ સ્થિર થાય છે તો મન પણ સ્થિર થાય છે, અને મન સ્થિર થાય છે તો પ્રાણ પણ સ્થિર થાય છે.

યોગમાં ચિત્તનિરોધ અને તે દ્વારા સમાધિ એ પ્રાપ્તવ્ય છે. આસનપછીનું અંગ પ્રાણાયામ છે. હવે આ પ્રાણાયામ ત્યારે જ થઈ શકે છે, કે જ્યારે આસનની સિદ્ધિ કરી હોય છે. જો આસન સ્થિર થએલું નથી હોતું તો પ્રાણાયામની સિદ્ધિ થતી નથી તથા પ્રાણાયામમાં પ્રગતિ થતી નથી. પ્રાણાયામ એ ચિત્તનિરોધ અથવા ચિત્તસંયમમાં અતિ ઉપયોગી અથવા ઉપકારક છે. વળી પ્રાણાયામના મદદ લાભો છે, જેનું વર્ણન આપણે તે અંગમાં કરીશું. આ પ્રાણાયામ આસનની સ્થિરતાવિના થતા નથી, જેથી આસનની સ્થિરતા પ્રથમ કર્તવ્ય છે.

યોગનું પ્રધાન ધ્યેય અથવા મુખ્ય ઉદ્દેશ સમાધિ છે, અને જે સમાધિ કરી શકતા હોય તેમને માટે અન્ય સાધનોની જરૂર નથી. પણ જે સમાધિ ન કરી શકતા હોય તેમણે પૂર્વ પૂર્વ સાધનો અથવા અંગો સાધવાં જોઇએ. જેમનાથી સમાધિ ન થતી હોય તેમણે ધ્યાનને સાધવું. ધ્યાન પણ જેમનાથી ન થઇ શકે તેમણે ધારણાને સાધવી. ધારણા પણ જેનાથી ન બને તેણે પ્રાણાયામ કરવા. પ્રાણાયામ જેમનાથી ન થાય તેમણે આસન સ્થિર કરવું. આ પ્રમાણે યોગનાં આ સાતે અંગો તેના આઠમા અંગરૂપ સમાધિની સિદ્ધિ કરાવી સાધકને કૃતકૃત્ય કરનાર છે, જેથી તે સર્વ ઉપકારક છે અને હિતકર છે. માટે આ આઠે અંગમાંથી કોઇ પણ અંગની સાધકે ઉપેક્ષા કર્તવ્ય નથી. તે છતાં જે ઉપેક્ષા કરે છે તે યોગને સિદ્ધ કરી શકતો નથી.

જે વૃત્તિની સ્થિરતાને પ્રકટાવનાર હોય તે તથા જે સુખદ હોય તે આસન છે. અમુક આસને બેસવાથી શરીરની અંદરના અવયવો, જેવાં કે તેની અંદર રહેલાં ચક્રો, નાડીઓ વગેરેમાં અમુક પ્રકારનો ફેરફાર થાય છે અને તેની સૂક્ષ્મ અસર મગજઉપર થાય છે અને તેની અસર ચિત્તઉપર થાય છે, અને તે પરિણામે તેને સ્થિર કરે છે. જે લોકો કહે છે કે શરીરને અને ચિત્તને શું સંબંધ છે, તે જાણતા નથી, કે એકની અસર બીજા ઉપર કેવી થાય છે.

શું આપણો એ નિત્યનો અનુભવ નથી, કે આપણને પ્રવાસમાં જતાં સ્થિરતાથી તથા સુખથી બેસવાનું મળતું નથી તો વૃત્તિમાં કંઇ ચેન પડતું નથી, અને જ્યારે આપણને સ્થિરતાથી બેસવાનું મળે છે, ત્યારે જ આપણને ચિત્તમાં સ્વસ્થતા પ્રકટે છે? તે જ પ્રમાણે સ્વસ્થ શરીરે સુખ ઉપજે તેવી રીતે બેસવાથી વૃત્તિમાં આપણને સ્વાભાવિક રીતે જ સ્વસ્થતા પ્રકટે છે.

જેમનો દેહાધ્યાસ છુટી ગયો છે, એવા જીવન્મુક્ત પુરુષવરો જ શરીરથી પોતાની વૃત્તિને પર રાખી શકે છે. તેમના વિનાના અન્ય સર્વને શરીરના ધર્મો સાચવવાની જરૂર છે, અને આ લોકો જો શરીરના નિયમો સાચવતા નથી તો તે આગળ વધી શકતા નથી, યોગતત્ત્વાવદોએ કેવી રીતે શરીરથી પર વૃત્તિ લઈ જઇ શકાય અને ચિત્તનિરોધદ્વારા કેવી રીતે આત્મામાં સમાધિપૂર્વક સ્થિતિ કરી શકાય તદર્થ ઉત્તમ પ્રકારના ક્રમપૂર્વક યોગનાં અંગોની રચના કરેલી જોવામાં આવે છે.

જે આસનમાં એકલી સ્થિરતા હોય પણ જેમાં સુખ ન ઉપજતું હોય તે આસન નથી. જેથી સ્થિરતાની સાથે સુખ શબ્દની પણ યોજના કરેલી છે.

આ ઠેકાણે કોઇને શંકા થશે, કે ત્યારે સૂતાં સૂતાં સુખ ઉપજતું હોય તો તે આસન કરીને યોગ સાધવામાં કંઇ અડચણ છે? હા, સૂતાં સૂતાં યોગ ન સાધી શકાય. કારણ, કે શયનરૂપ સ્થિતિ યોગને અનુકૂલ નથી. યોગમાં પ્રાણાયામ કરવાના હોવાથી તે સૂતાં સૂતાં થઇ શકતા નથી. વળી તે સુખરૂપ જણાય છે, પણ તે સ્થિતિ અલ્પસમયમાં નિદ્રાને પ્રકટાવે છે, જેથી પણ તે હાનિ કરનાર છે. યોગ એ કંઇ લયરૂપ સ્થિતિ નથી. લય એ તો યોગની વિઘાતક સ્થિતિ છે, અને શયનથી લયરૂપ સ્થિતિ સહજ પ્રકટે છે, જેથી શયન એ કોઇ પણ રીતે હિતકર નથી.

એમ કહેવાય છે કે જેટલાં મનુષ્યો છે તેટલાં જગતમાં આસનો હોઇ શકે છે. કારણ, કે પ્રત્યેકની પ્રકૃતિ જૂદી જૂદી હોવાથી જૂદાં જૂદાં આસન તે તે પ્રકૃતિને અનુસાર હોવાં સંભવિત છે. આ વિચારે આસનની સંખ્યા અસંખ્ય હોઇ શકે.

ગોરક્ષનાથ નામના યોગીએ આવી સંખ્યા ગણીને ચોરાશીલક્ષ આસનની સંખ્યા નક્કી કરી છે. શ્રી વસિષ્ઠ તથા યાજ્ઞવલ્કયાદિ ઋષિઓએ ચોરાશી પ્રકારનાં મુખ્ય મુખ્ય આસન કહ્યાં છે. આ ચોરાશીમાંથી પણ પુનઃ દશ મુખ્ય આસન કહ્યાં છે. અને સાધકને અધિક અથવા પ્રધાનપણે ઉપયોગી એવાં ચાર જ આસન યોગશાસ્ત્રમાં કહ્યાં છે, આ ચાર આસન તે, સિદ્ધાસન, પદ્માસન, સ્વસ્તિકાસન અને ભદ્રાસન છે. યોગશાસ્ત્રમાં આસનનું સ્વરૂપ વર્ણવતાં ઉપર કહ્યાં તે ચોરાશી, દશ તથા આ ચાર આસનનું સ્વરૂપ જણાવેલું છે. ચોરાશી આસન, નામનું એક પુસ્તક પણ કોઇએ પ્રસિદ્ધ કર્યું છે, તેમાં તે ચોરાશી આસનનાં ચિત્રો પણ આપેલાં છે.

તોપણ માત્ર પુસ્તકઉપરથી વાંચીને પોતાને માટે કયું આસન હિતકર છે તેનો નિર્ણય કરવો ઉચિત નથી. આ પ્રકારનો નિર્ણય શ્રી સદ્ગુરુદ્વારા કરવો ઘટે છે. જેમને તેવા સદ્ગુરુવર ન પ્રાપ્ત હોય તેમણે પદ્માસન કરવું, એ સઉથી નિર્ભય છે.

આસન કરતી વખતે બરડાની કરોડ અને માથું તદ્દન સીધાં અને ટટાર રાખવાં. માથામાંથી બરડામાં એક લાકડી જાણે ચાલી હોય તેવી રીતે તદ્દન સીધા ટટાર બેસવું. કેડામાંથી, કે બરડામાંથી કે બોચીમાંથી જરા પણ વાંકા વળીને બેસવું નહિ. આ પ્રમાણે સીધા ટટાર બેસીને નિત્ય આસનને સ્થિર કરવાનો અભ્યાસ કરવો. ત્રણ કલાક જ્યારે આસન સ્થિર રહે ત્યારે આસન દૃઢ થયું કહેવાય. આ પ્રમાણે જ્યારે ત્રણ કલાકનું આસન સ્થિર થાય ત્યારે પછી સમય વધારવો. ત્રણથી છ, અને બાર એમ સમય વધારવો

તોપણ આરંભમાં ત્રણ કલાક આસન સર્વ સાધકથી કંઇ સ્થિર રહેતું નથી. ક્રમે ક્રમે આસન સ્થિર થાય છે. ઉતાવળ ન કરવી. અને ઓછામાં ઓછું અર્ધો કલાક આસન સ્થિર ન થાય ત્યાંસુધી પ્રાણાયામ કરવા નહિ. જે આસનની સ્થિરતા થયા વિના પ્રાણાયામ કરવા માંડે છે તેને હાનિ થવાનો સંભવ આવે છે તથા તેની પ્રાણાયામમાં પ્રગતિ પણ થઇ શકતી નથી. જેથી પ્રાણાયામમાં વૃદ્ધિ કરવા ઇચ્છનારે આસનને પ્રથમ સુસ્થિર અને દૃઢ કરવું ઘટે છે.

જેમનાથી વધારે વખત એક આસને ન બેસી શકાતું હોય. પગ, કેડ, બરડો વગેરે દુઃખી જતું હોય તેમણે નિત્ય સવારમાં વહેલા ઉઠીને ખુલ્લી હવામાં ફરવા જવું, વ્યાયામ કરવો અને શરીરને સુદૃઢ કરવું. શરીર સુદૃઢ નથી હોતું, તો આસન વધારે વખત સ્થિર રહી શકતું નથી.

આહારને પણ સાત્વિક કરવો તથા બ્રહ્મચર્યને આગ્રહથી પાળવું. આ વગેરે નિયમોનું પાલન, એ પણ આસનને સ્થિર કરવામાં ઉપકારક છે.

વળી યોગસાધકે બહુ પ્રવૃત્તિ પણ ન રાખવી. બહુ દોડાદોડ ન કરવી. સંતોષથી રહેવું. સાદાં કપડાં અને સાદો આહાર મળે તેટલી જ પ્રવૃત્તિ કરવી. આ પ્રમાણે નહિ કરનાર યોગમાં પ્રગતિ કરી શકતા નથી. હા, તે ધ્યાન અને સમાધિની વાર્તા તો કરી જાણે છે.

જે સ્થાનઉપર બેસવાનું હોય તે સ્થાન પણ એક સરખું હોવું જોઇએ. ઉંચું નીચું ન જોઇએ. ધીમે ધીમે આગળ વધવું. યોગમાં ઉતાવળ ચાલતી નથી. ઉતાવળ કરનાર હાનિને જ અનુભવે છે.

હઠયોગમાં અમુક આસનોને સવારમાં નિત્ય કરી જવાનાં હોય છે. સવાર પડી એટલે તે આસનોનો અભ્યાસ આગ્રહથી જ કરી જવો પડે છે. આ પ્રમાણે કરવાથી શરીરની ઘણી શુદ્ધિ થાય છે, અને શરીરના મળો નાશ પામે છે. વળી એક આસનઉપર દીર્ઘ સમય પણ બેસી શકાય એવું બળ પણ શરીરમાં પ્રકટે છે,

આપણને જે આસન વિશેષ અનુકૂલ જણાય તે આસનને આપણે પસંદ કરવું અને તેને સિદ્ધ કરવું. દિવસના બીજા સમયમાં બેસીએ ત્યારે સીધા ટટાર બેસવાનો તથા ચાલીએ ત્યારે સીધા ટટાર ચાલવાનો અભ્યાસ પાડવો.

પ્રકૃતિ જૂદી જૂદી હોવાથી એકને એક આસન અનુકૂલ આવે છે, તો બીજાને બીજું અનુકૂલ આવે છે. જેથી પોતાની પ્રકૃતિને અનુકૂલ એવું એક આસન નક્કી કરી લેવું.

આસનથી નાડીઓની ગતિ વધે છે તથા જ્ઞાનતંતુઓમાં વહેતા પ્રવાહો સતેજ થાય છે, અને તેની અસર મગજ તથા મનઉપર થાય છે, જેમ જેમ આસન સ્થિર થાય છે તેમ તેમ નવીન આહ્લાદનો શરીરમાં પ્રકટે છે અને શરીરનું નવીકરણ થાય છે. પૃષ્ઠદંડ

અથવા અરડાની કરોડમાં પણ ઘણો ફેરફાર થાય છે. જીવનપ્રદ આંદોલન અથવા સૂક્ષ્મ પ્રવાહ તેમાંથી વહેવા માંડે છે, અને તે આખા શરીરમાં ફરી વળે છે તથા શરીરને નવજીવનમય કરી મૂકે છે. વળી વિવિધ પ્રકારના વ્યાધિથી અથવા તે વ્યાધિના જંતુઓથી અભિભૂત નહિ થવાનું બળ પણ શરીરમાં પ્રકટે છે. મગજઉપર અને મન ઉપર વિલક્ષણ અસર પ્રકટે છે.

ડોશીની પેઠે છાતી અંદર રાખીને તમે બેસો જુઓ અને સીધા ટટાર છાતી કાઢીને બેસી જુઓ અને તમને શું જણાય છે તેનો અનુભવ કરી જુઓ. જ્યારે તમે સીધા ટટાર બેસવાનો અભ્યાસ સેવશો ત્યારે તમને ભાન થશે, કે તમને સારી જાતના તથા ઉત્સાહજનક વિચારો આવશે અને બળનું તમને ભાન થશે.

હઠયોગવડે શરીરને સુદૃઢ, નિરામય અને દીર્ઘ આયુષ્યવાળું કરી શકાય છે. હઠયોગી યથેચ્છ આરોગ્ય-આયુષ્યને પ્રાપ્ત કરી શકે છે. તેના માથાનો એક પણ વાળ કાળો થતો નથી, તેના મુખઉપર એક પણ કરચલી પડતી નથી, તે ધારે તેટલો સમય યુવાન્ રહી શકે છે, અને ઇચ્છે તેટલો સમય જીવી શકે છે. તેને સો બસો વર્ષ કે પાંચસો સાતસો વર્ષ જીવવું, એ કઠિન નથી. પણ આ કંઇ યોગનું ફલસર્વસ્વ નથી. આટલેથી જ યોગની સિદ્ધિ અથવા પૂર્ણતા થતી નથી. એક વડનું ઝાડ પાંચ હજાર વર્ષ જીવે છે તેથી શું ? મનુષ્ય પણ એ પ્રમાણે પાંચ હજાર વર્ષ જીવે તો તે એક નીરોગ દીર્ઘ સમય જીવતું પ્રાણી ( animal ) કહી શકાય. પણ યોગનો માત્ર આટલો જ ઉદ્દેશ નથી. યોગનો આશય આથી ઘણો ઉચ્ચ છે. જે સાધકો આટલેથી જ અટકી જાય છે તે યોગના પૂર્ણ અથવા પરિણામી ફલને લણી શકતા નથી.

અભ્યાસની યોગમાં-અનિવાર્ય અગત્ય છે. તમે યોગનાં અંગો અથવા સાધનો સંબંધમાં વર્ષોનાં વર્ષો સાંભળ્યા કરો પણ જો તમે તેનો અભ્યાસ કરતા નથી તો તમે એક પગલું પણ આગળ વધી શકતા નથી, એ નિશ્ચય સમજવું. જેથી નિત્ય આગ્રહથી અભ્યાસ કર્તવ્ય છે. અને જ્યાંસુધી આપણે અભ્યાસ કરતા નથી ત્યાંસુધી તેના રહસ્યને આપણે સમજી શકતા નથી. તેનો અનુભવ કરવો હોય તો તેનો આપણે નિત્ય નિયમિત અભ્યાસ કરવો જોઇએ. વાચન, શ્રવણ, વિચાર કે અર્થ સમજવો એટલાથી યોગમાં વૃદ્ધિ થતી નથી. યોગમાં વૃદ્ધિ તો માત્ર અભ્યાસથી જ થાય છે.

આ અભ્યાસમાં જે વિશેષ કારણો છે તેને આપણે અત્ર સ્વલ્પમાં જણાવીએ છીએ. નિર્બળ અને રોગી શરીર એ યોગમાં વિઘ્નરૂપ છે. જેથી યોગ સાધવાની ઇચ્છાવાળાએ શરીરને પ્રથમ સુદૃઢ અને નીરોગ કરવું ઘટે છે. આપણે શું ખાવું, અને શું પીવું તેનો વિવેક કરવો ઘટે છે. આપણે કેવી પ્રવૃત્તિ કરવી તેનો પણ વિવેક કરવો ઘટે છે. આરોગ્ય અને આયુષ્ એ પરિણામી પ્રાપ્તવ્ય નથી પણ તેનાવડે પ્રાપ્તવ્ય જુદું છે, એ લક્ષમાં રાખવું. એકલું આરોગ્ય અને આયુષ્ જ પ્રાપ્તવ્ય હોય તો તે તો ઘણાં પ્રાણીઓને પણ પ્રાપ્ત હોય છે.

શંકા એ પણ યોગમાં મોટું વિઘ્ન છે. આ શંકાનું સમાધાન ગ્રંથોના વાચનથી તથા સત્પુરુષના શ્રવણથી થઇ શકે છે તે તો પણ એક શંકાનું સમાધાન થતાં બીજી શંકા ઉત્પન્ન થાય છે. જેથી શંકાને નિર્મૂલ કરવાનો માર્ગ અભ્યાસ જ છે. જેમ જેમ આપણે અભ્યાસમાં આગળ વધીએ છીએ તેમ તેમ આપણી શંકા દૂર થતી જાય છે અને જ્ઞાનપ્રકાશ પ્રકટે છે. અજ્ઞાનરૂપી અંધકાર ઓછો થતો જાય છે. અને આ પ્રમાણે થાય છે ત્યારે જ આપણને સાચો ઉત્સાહ પ્રકટે છે, અને ત્યારે જ આપણને સાચી શ્રદ્ધા પ્રકટે છે. કોઇ એક વાર્તાના સંબંધમાં આપણને આવો સ્વાનુભવ થતાં પછી આપણને શાસ્ત્રમાં અને સત્પુરુષોના વચનમાં શ્રદ્ધા પ્રકટે છે.

દૃષ્ટાંત તરીકે થોડો વખત યોગનો અભ્યાસ કરતાં બીજા મનુષ્યોના વિચાર આપણા જાણવામાં આવે છે. એથી વળી વૃદ્ધિ થતાં તે વિચારની મૂર્તિઓ આપણને પ્રત્યક્ષ જણાય છે. કોઇ દૂર દેશમાં થતી વાત આપણા સાંભળવામાં આવે છે. આવા આવા કંઇ ચમત્કાર આપણને જણાય છે. ચિત્તનિરોધ થતાં આપણને કંઇ કંઇ વિલક્ષણ ચમત્કાર જણાય છે.

પણ આવા ચમત્કાર એ કંઇ યોગનું પરિણામી ફળ નથી. આપણા શરીર, મન અને પ્રકૃતિઉપર સ્વામિત્વ પ્રાપ્ત કરવું, તથા ક્લેશમાત્રનો આત્યંતિક લય તથા અસંપ્રજ્ઞાત સમાધિ પ્રાપ્ત થવી, એ યોગનું પરિણામી ધ્યેય છે. અને આ પરિણામી ધ્યેય ન પ્રાપ્ત થાય ત્યાં પર્યંત યોગસાધકે અટકવું ઘટતું નથી.

એક વખતે એક મહાપુરુષપાસે દેવ અને દાનવ એમ બે જણ બ્રહ્મને ઓળખવા માટે ગયા. તે મહાપુરુષે કહ્યું કે જેને તમે

શોધો છો તે તમે પોતે છો **तत्त्वमसि**—તે તમે જ છો. બન્ને આ વચન સાંભળીને ચાલતા થયા. બન્ને જણ ખાઇપીને પોતે બ્રહ્મ છે, જાણીને આનંદ માનવા લાગ્યા. બન્ને ખાઇ પી પહેરી ઓઢીને શરીરને જ બ્રહ્મ માનીને આનંદે રહેવા લાગ્યા. પણ દેવને કંઇ આથી તૃપ્તિ થઇ નહિ. તેમણે જોયું કે બ્રહ્મ તો અવિનાશી છે, અને આ શરીરો તો ખરતાં જણાય છે. જેથી તેમણે વિચાર કર્યો કે આ શરીર બ્રહ્મ હોવું ઘટતું નથી. જેથી તે પુનઃ તે મહાપુરુષપાસે ગયા અને પૂછ્યું, કે આ શરીર બ્રહ્મ છે? તે મહાપુરુષે કહ્યું કે તમારૂં મન એ બ્રહ્મ છે. આ વચન સાંભળીને તે ઘેર ગયા અને બ્રહ્મતત્ત્વનું ચિંતન કરવા લાગ્યા. પણ તેથી પણ તેમને પૂર્ણ તૃપ્તિ ન થઇ. જેથી તે આ પ્રમાણે વારંવાર તે મહા-પુરુષપાસે ગયા અને તેમને પૃચ્છા કરીને બ્રહ્મતત્ત્વને ઓળખીને વિરામ્યા અને કૃતકૃત્ય થયા. પેલો દાનવ તો શરીરને બ્રહ્મરૂપે જોતો ખાઇપીને આનંદ માનીને તે જ સ્થિતિમાં રહ્યો.

તે જ પ્રમાણે ઘણા યોગસાધકો યોગનાં એક બે અંગો સા-ધીને સહજ સિદ્ધિ મળતાં અટકી જાય છે અને આગળ વધતા નથી, જેથી યોગનાં પરિણામ ધ્યેય શું છે તેનો વારંવાર વિચાર તથા નિર્ણય કરવો ઘટે છે, અને તે ફળ પ્રાપ્ત થાય ત્યાં પર્યંત અભ્યાસ કર્તવ્ય છે.

યોગ, ભક્તિ તથા વેદાંતના પરિણામી ફળને તે તે માર્ગના અનુષ્ઠાનપૂર્વક આ માનવ શરીરમાં મેળવી શકાય છે. માનવ તનુનો મહિમા અવર્ણનીય છે. યાહુદી તથા મુસલમાનોના શાસ્ત્રોમાં એવી કથા છે કે ઇશ્વરે પ્રથમ દેવોને ( angels ) બનાવ્યા અને તે પછી મનુષ્યને બનાવ્યા. અને છેક છેવટે મનુષ્યને બનાવીને દેવોને મનુષ્યને પગે લાગવા કહ્યું: તાત્પર્ય કે આ મનુષ્યના શરીરનો મહિમા અપાર છે. આ મનુષ્ય શરીરવડે જે દેવાદિકના શરીરોમાં નથી પ્રાપ્ત થતું તે પ્રાપ્ત કરી શકાય છે.

આગળ આપણે મુખ્ય ચાર આસનનાં નામ ગણાવી ગયા છીએ તેના સ્વરૂપને સ્વલ્પમાં જણાવીને આસનની સિદ્ધિ થતાં શો લાભ થાય છે તે તથા આ સિદ્ધિ સત્વર કેવી રીતે થાય તે જણા-વીને તેના આગળનું અંગ જે પ્રાણાયામ તે સંબંધમાં વિચાર કરશું.

૧. ઉપસ્થની ઉપર ડાબા પગની એડી ( ગુલ્ફ ) મુકવી અને તેના ઉપર જમણા પગની એડી મૂકવી, અને સ્થિર ટટાર બેસવું તે સિદ્ધાસન છે.

૨ બન્ને ઉરુના ઉપર બે પાદતલને મુકવા અને બંને પગના અંગુઠાને બે હાથવડે પાછળથી પકડવા અને સીધા ટટાર સ્થિર બેસવું તે પદ્માસન છે. જમણા પગના અંગુઠાને જમણા હાથથી પકડવો અને ડાબા પગના અંગુઠાને ડાબા હાથવડે પાછળથી પકડવો.

૩. જંઘા અને ઉરુની વચ્ચેના પ્રદેશમાં બન્ને પગનાં તળીયાંને સ્થાપીને સ્થિર સીધા બેસવું તે સ્વસ્તિકાસન છે.

૪. વૃષણુની નીચે સીવનીના ડાબા ભાગમાં ડાબા પગની એડીને મુકવી, તથા સીવનીના જમણા ભાગમાં જમણા પગની એડીને મુકવી, અને પડખાંના પાસે આવેલા પગોને બે હાથવડે દૃઢ બાંધી લઇને સ્થિર બેસવું તે ભદ્રાસન છે.

આ તથા બીજાં આસનોસંબંધી વિસ્તારથી વર્ણુન હઠયોગપ્રદીપિકામાં કરેલું છે; તે જોવાની જરૂર જણાય તેમણે જોઇને સજ્ઞાત થવું. વિસ્તારભયથી આપણે અત્ર અધિક વિવેચન કરી શકતા નથી.

આસનની સિદ્ધિ થવાથી દ્વંદ્વથી સાધક અભિભવને પામતો નથી. દ્વંદ્વ એટલે ક્ષુધાતૃષા, ટાઢ તાપ વગેરે દ્વંદ્વથી સાધકને અપાય થતો નથી, પણ તેને સહન કરવાનું તેનામાં બળ આવે છે. આસનની સિદ્ધિ થતાં આલસ્યમાત્રનો નાશ થાય છે. નાડીઓની શુદ્ધિ થાય છે, કામવાસના દબાય છે, અને તેથી બ્રહ્મચર્યનું અધિક સમય પાલન થઇ શકે છે. પ્રાણુની ગતિ શિથિલ થાય છે, અને તેથી પ્રાણાયામ કરવાની યોગ્યતા પ્રકટે છે, આરોગ્ય સુદૃઢ થાય છે તથા આયુષ્‌ની વૃદ્ધિ થાય છે. બળ તથા ઓજસ્ અને નિશ્ચયબળની વૃદ્ધિ થાય છે, અને મનનો વેગ પણ શિથિલ થાય છે.

આ આસનની સ્થિરતા વ્યાવહારિક પ્રયત્ન શિથિલ કરવાથી તથા અનંતનું ધ્યાન કરવાથી સત્વર થાય છે. વ્યવહારનાં કાર્યોને ઓછાં કરવાં, તીર્થાટન વગેરે પણ ઓછું કરવું, તથા બીજી ક્રિયાઓ કે જે શરીરના વેગને વધારનાર હોય તેવી ક્રિયાઓને ન્યૂન કરવી. જવા આવવારૂપ બહુ પ્રયત્ન ન કરવો, તેમ જ અનંતનું ધ્યાન કરવું, આ બે પ્રકારથી આસનની સિદ્ધિ સત્વર થાય છે.

અનંત એટલે આકાશ અથવા શેષનાગ. ત્યાં આકાશનું ધ્યાન કરવાથી ચિત્ત શૂન્યવત્ થાય છે જેથી પણ આસનની સ્થિરતા થાય છે. અથવા તો શેષનાગ આ પૃથ્વીને ધારણ કરતા અચળ સ્થિત રહે છે, તેમનું ધ્યાન કરવાથી પણ આસનની સ્થિરતા વધે છે તથા તેની સિદ્ધિ થાય છે.

આ બે ઉપાયોના અનુષ્ઠાનની સાથે જો નિત્ય એક પ્રહર આસન વાળવાનો અભ્યાસ કરવામાં આવે તો તેની ત્રણ માસમાં સિદ્ધિ થાય છે, એમ સાધારણ રીતે મનાય છે. સામાન્ય રીતે સ્થિરતાથી બેસી શકાય તથા કોઇ પ્રકારનો ઉદ્વેગ કે ત્રાસ ન ઉપજે ત્યારે આસન સ્થિર થયું જાણવું. અને તેની સિદ્ધિ તો ક્ષુધાતૃષા વગેરે દ્વંદ્વનો જય થએલો જણાય ત્યારે જ થઇ સમજવી.

( અપૂર્ણ. )

**पंडित जगन्नाथ प्रभाशंकर.**



# ઋણ તથા તે સંબંધી કર્તવ્ય.

કોઇ મનુષ્યપાસે અમુક સંખ્ય રૂપીઆ લેવામાં આવે છે તો લેનાર તેટલા રૂપીઆનું પોતાને ઋણ થયેલું સમજે છે, પોતે તે રૂપીઆ તેના આપનારને પાછા આપવાના છે એમ માને છે, પોતાને તેટલે અંશે ઋણી-દેવાદાર ગણે છે. ઋણી મનુષ્યની સ્થિતિ સદા ગૌણ હોય છે અને તે નિયમપ્રમાણે એ ઋણી મનુષ્ય લેણદારનો ઓશીયાળો થઇ રહે છે. વિવિધ મનુષ્યોને રાત્રિએ સ્વસ્થ નિદ્રા આવતી નથી, એની પરિગણના કરતાં તે યાદીમાં ઋણીનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. ઋણી મનુષ્ય લીધેલા પૈસા પાછા નથી આપતો તો લેણદાર ન્યાયકોર્ટનો આશ્રય લઇ તેની પાસે બલાત્કારથી પણ તે મેળવી શકે છે એટલું જ નહિ પણ તેની પાસે પૈસા પાછા આપવાના હોતા નથી તો તેને કોર્ટના નિયમપ્રમાણે વિવિધ પ્રકારે ત્રાસ પણ આપી શકે છે. આ પ્રકારની સ્થિતિ ઋણી મનુષ્યની હોવાથી સાધારણ રીતે મનુષ્યો ઋણ કરતાં આચકો ખાય છે અને બનતા સુધી અન્યનું ધન ન લેવાય તેવી વ્યવસ્થા રાખી પોતાનો વ્યવહાર ચલાવે છે, તથા સુજ્ઞ ઋણી ઉત્તમર્ણ ( લેણદાર )નો પોતે ઉપકૃત છે એમ માની પોતાની કૃતજ્ઞતા દર્શાવે છે.

આ પ્રકારની સ્થિતિ ધનના ઋણના સંબંધમાં દેખાય છે. પણ ધનમાત્ર જ ઋણનું પ્રયોજક નથી પણ ઋણ ઇતર અનેક પ્રકારે થાય છે એ સહજ વિચારથી જણાય છે. ધનનું થાય તે દેવું અને અન્યનું થાય તે દેવું નહિ એવું માનનાર મોટી ભૂલ કરે છે. કાપડના વ્યાપારીને ત્યાંથી કેટલુંક કાપડ વેચાતું લેનારને કાપડનો વ્યાપારી ધન આપતો નથી છતાં શું તે કાપડ ખરીદનારને તેનું ઋણ થતું નથી ? અનાજના વ્યાપારીને ત્યાંથી ધાન્ય ખરીદનાર ધનનું ગ્રહણ કરતો નથી છતાં શું તેને તે અનાજના વ્યાપારીનું ઋણ ગણાતું નથી ? ડાકટરને ત્યાંથી નિરંતર દવા લેનાર ડાકટરપાસેથી ધન લેતો નથી છતાં તેને ડાકટરનું દેવું થતું નથી ? આ જ પ્રમાણે સુથાર, કડીઆ, મજુર, નોકર આદિપાસે વિવિધ કામો લેનાર તેના ઋણી થઇ રહે છે અને તે ઋણ તેમને બલાત્કારથી પણ

આપવું પડે છે એ પ્રસિદ્ધ છે. તેથી ધનનું જ માત્ર ઋણુ થાય છે એ માનવું વ્યવહારદષ્ટિથી પણ કેવલ ખોટું જ છે. આટલું જ નહિ પણ ધન–રૂપીઆ, પૈસા આદિ સિક્કા એ આદિમાં હતા જ નહિ. એ વ્યવહારની સુકરતાઅર્થે અથવા અન્ય હેતુથી પાછળથી ઉદ્ભવ પામેલા છે. હાલ પણ પૃથ્વીપર એવી પ્રજા વિદ્યમાન છે કે જ્યાં ધન–સીક્કા–નો પ્રચાર નથી અને તે વિના જ તે પોતાનો વ્યવહાર સુકરતાથી કર્યે જાય છે. નાનાં નાનાં ગામોમાં હાલ પણ ધનનો ઉપયોગ કર્યા વિના વ્યવહાર ચાલે છે. એ ગ્રામમાં પ્રાયશઃ સર્વ ઉદ્યોગી જ હોય છે અને પરસ્પરની જરૂરીઆતો તે પૂરી જ પાડતા રહે છે. ગ્રામનો વૈદ્ય ઔષધ આપી ધન લેતો નથી, ધનનો ત્યાં પ્રચાર જ નથી, પણ વૈદ ઔષધનું ધનવિના જ વિતરણ કરે છે. તે ઔષધ લેનાર કુંભાર વૈદને પાત્ર પૂરાં પાડે છે, વણકર વસ્ત્ર પૂરાં પાડે છે, ખેડુત ધાન્ય પૂરૂં પાડે છે અને તે તે ઇતર વર્ગ પોતપોતાના કામદ્વારા તેને સહાય આપે છે. આ જ પ્રમાણે ખેડુત ધાન્યને પૂરૂં પાડે છે તે ધાન્યનું મૂલ્ય ધન લેતો નથી, પણ તે ધાન્ય વૈદને આપે છે તેના બદલામાં વૈદ તેને ઔષધ આપે છે, કુંભકાર ધાન્યના બદલામાં પાત્ર આપે છે, વણકર વસ્ત્ર આપે છે વગેરે. આ રીતે ધનનું નામમાત્ર ત્યાં હોતું નથી અને પરસ્પરના પદાર્થોનો તથા સેવાનો વિનિમયમાત્ર થતો રહે છે. આમ છતાં અહિં પણ પરસ્પરના ઋણી થવાય જ છે. વૈદ્યપાસેથી ઔષધ લેનાર વૈદનો ઋણી જ છે અને તેના બદલામાં પોતાની કોઇ જાતિની સેવા અથવા પોતે કોઇ પદાર્થ બનાવતો હોય તો તેનો વિભાગ તેણે આપવો જ પડે છે, અને એ સેવા અથવા પદાર્થનો સ્વીકાર કરનારે તેના તેના બદલામાં પોતાના કોઇ પણ સ્વનો સંવિભાગ તેને પણ આપવો જ પડે છે. જો આમ કોઇ ખસતાથી કરતો નથી અથવા સશક્ત છતાં નિરુદ્યમી બેસી રહે છે તો તેને ગ્રામ પંચાયત શાસન કરે છે, તેનો ગ્રામમાંથી બહિષ્કાર કરે છે અને તેનો પોતાનો વ્યવહાર ચાલતો બંધ થાય છે. તેથી આ સર્વ સ્થલે પરસ્પરમાં ઋણુ થતું નથી, એમ કોઇ સ્વીકારતું નથી, પણ તે તે સર્વ પ્રજા જાણે છે અને માને છે કે આપણે અમુક અમુકનું ઋણુ થાય છે અને તેનું અમુક અમુક રીતે અપાકરણ કરવાનું છે. તેથી ધનમાત્રમાં જ ઋણની સમાપ્તિ થતી નથી પણ અન્ય અસંખ્ય રીતે ઋણુ થાય છે એ સિદ્ધ થાય છે.

જે ન્યાય મોટા ઋણના સંબંધમાં છે તે જ નાનાં નાનાં ઋણના સંબંધમાં પણ છે. મોટું કે નાનું પણ તે ઋણ જ છે. કેમકે તેની જાતિ એક જ છે. મોટો મનુષ્ય હોય કે નાનું બાલક હોય તોપણ તે ઉભય મનુષ્ય જ છે, વયને લીધે મનુષ્યજાતિ આવતી કે જતી રહેતી નથી. મોટું તોપણ ગૃહ છે અને નાનું ઝુંપડું તોપણ ગૃહ છે. તેથી નાનું ઋણ છે માટે તે ઋણ થતું નથી અને મોટું હોય તો તે ઋણ છે એમ માનવું ભૂલ છે. નાનું કે મોટું ગમે તેમ હોય તોપણ ઋણ તે ઋણ જ છે.

એ સાચું છે કે કેટલાક ઋણો વસુલ કરવાને સુલભ સાધનો મનુષ્યની સત્તામાં છે અને કેટલાક ઋણો વસુલ કરવાને તેવાં સાધનોની સુલભતા નથી. જે પદાર્થ, સેવા, કામ આદિનું રૂપિઆમાં મૂલ્ય થાય છે તે સંબંધમાં જો ઋણ કરાય છે તો તેવાં ઋણો લેણદાર કોર્ટદ્વારા ઘણે અંશે વસુલ કરી શકે છે, પણ ઇતર પ્રકારનાં ઋણો પછી તે નાનાં હોય કે મોટાં હોય તોપણ લેણદારને વસુલ કરવાનું લૌકિક સુલભ સાધન નથી. આથી આ ઋણો કરનારના ઉપર માનુષ કાયદાનું દબાણ થતું નથી, પણ તેટલા પરથી તે ઋણી નથી એમ ઠરતો નથી અને એ ઋણમાટે માનુષ કાયદાનું તે અતિક્રમણ કરી શકે તોપણ કુદરતના કાયદાનું અતિક્રમણ કરી શકતો જ નથી. તેથી તે કાયદાનો દાબ તો એના પર સદા વિદ્યમાન જ રહે છે. આમ છતાં આવા ઋણમાટે ઘણીવાર મનુષ્યો ભ્રાંતિને વશ થઇ જાય છે અને પોતે ઋણી છે એનું વિસ્મરણ કરી દે છે. એટલુંજ નહિ પણ પોતાને ઋણ થયું છે એવું ભાન પણ તેમની વૃત્તિમાં થતું નથી. પણ એ સર્વ તેમની વિવેકદૃષ્ટિની ખામીનો પરિણામ છે, એ અજ્ઞાનનું કાર્ય છે અને એનાથી તે ઋણી થતો નથી એમ નથી પણ ઋણી તો થાય જ છે અને તે સાથે પોતે ઋણી છે એ ભાન નહિ થવાથી તેને દૂર કરવા, તેને આપી દેવા કરવામાં આવતા પ્રયત્નથી તે રહિત રહેવાથી સદા ઋણી જ રહે છે.

આ વાત એટલી સરલ છે અને સર્વ જરાપણ વિચાર કરનાર પ્રજામાં એટલી પ્રસિદ્ધ છે કે તેનું ખાસ વિવેચન કરવાનું રહેતું નથી, એ વિવેચનની લેશ પણ અગત્ય નથી. પણ સાદી અને સરલ વાત જેમ જેમ થાય છે તેમ તેમ તેનું વિસ્મરણ સહેલથી થતું રહે છે એ નિયમપ્રમાણે આ સાદી અને સરલ વાતને જાણતાં છતાં પ્રજા-

વર્ગ એનું કેવી રીતે સહેલથી વિસ્મરણ કરે છે તે વિવેકીને અસ્પષ્ટ રહે તેમ નથી.

એક વ્યાપારીને ત્યાં મુનીમતરીકે એક મનુષ્ય કામ કરતાં કરતાં તે કામમાં પ્રવીણ થયે તે શેઠની સામે જ દુકાન કાઢે છે. પોતે સ્વતંત્ર થાય એમાં એનો કોઈ દોષ ગણાતું નથી, સ્વતંત્ર થવાનો અને આગળ વધવાનો સર્વને હક છે, સર્વનો ધર્મ જ છે; પણ એ પૂર્વનો મુનીમ પેલા શેઠનું જ વાંકું બોલે છે, તેના જે ગ્રાહક હોય તેને જ પોતે જોડે છે અને એવી અસંખ્ય કૃતિઓ કરે છે. આમાં તે પોતાનું ઋણ ભૂલી જાય છે એ જ કહેવાનું છે. એ મનુષ્યની ઉન્નતિ ભલે પોતાની બુદ્ધિના પ્રભાવથી થઇ હોય છતાં તેમાં આશ્રયરૂપ નિમિત્ત મૂળ વ્યાપારી છે અને એના આશ્રયથી જ એની ઉન્નતિ થઇ છે એ નિર્વિવાદ છે, તેથી એ શેઠનું એણે ઋણ કર્યું છે. એનું અપાકરણ કરવાને બદલે એ તેની સામે થાય છે, એ ઋણી લેણદારની સામે થાય તેના જેવું જ છે.

જ્ઞાતિભોજનમાં અથવા પાર્ટીમાં જેઓ જમવા જાય છે તેઓ જમી આવ્યા પછી કેવી પ્રવૃત્તિ સેવે છે ? ઘણા ખરાં તો જમી આવ્યા પછી અમુક સારૂં નહોતું, અમુક ચીજનો બીલકુલ તાલ નહિ આવ્યો, એ મૂર્ખને આવડે છે જ કયાં, એ કૃપણ શું કરનાર હતો, એણે કોઇ દિવસ થશ લીધો જ નથી, ઇત્યાદિ પ્રકારે જ ટીકા કરવામાં પોતાની બુદ્ધિનો પ્રભાવ સમજે છે, અને પેટે હાથ ફેરવતાં પોતાને કૃતાર્થ માને છે. અહિં જે જમાડનાર મનુષ્ય છે, જેનું અન્ન આ ભાઇ સાહેબો જમી આવેલા છે, તે લેણદાર છે અને આ પરાન્ન ખાનાર સર્વ તેના ઋણી છે. જમાડનારને કોઇ પણ વાસ્તવ બંધન એ મનુષ્યોને નિમંત્રણ કરવામાં હોતું નથી. એ વાત સાચી છે કે હાલ જમવા જમાડવાનો વ્યવહાર પરસ્પરનો થયો છે-એક મનુષ્ય બીજાને જમાડે છે અને બીજો પ્રથમને જમાડે છે, પણ એટલા પરથી એ વ્યવહાર ઇતરના પર બંધન કોઇ રીતે મૂકતો નથી. પ્રથમ મનુષ્ય બીજાને ત્યાં જમી આવે છે તેથી એ દ્વિતીયનો ઋણી થયો છે, પણ તે ઋણ એ પ્રથમ મનુષ્યે દ્વિતીય મનુષ્યને જમાડીને જ વાળવું એવું બંધન રહેતું નથી. વૈદ્ય ઔષધ આપી જે લહેણું કરે છે, તે લહેણું વૈદ્યને દરદીએ ઔષધ આપી જ વાળવું જોઇએ એવું કોઇ સ્વીકારતું નથી, તેથી પ્રથમ મનુષ્યે દ્વિતીયનું જે ઋણ કર્યું છે ( તેને

ત્યાં જમવાથી ) તે ઋણનું અપાકરણ તે અનેક રીતે કરી શકે છે. એ દ્વિતીય મનુષ્ય એનું કોઇ લૌકિક હિત સાધી આપે છે અથવા તો કંઇ નહિ તો જમી આવ્યા પછી અમુકસંખ્ય જપ તે નિમિત્તે કરી તેનું શ્રેયસ્ એ દ્વિતીયને આપે છે તો તેથી એ અનૃણી થઇ રહે છે અને રહ્યો પણ હોય છે. તેથી દ્વિતીય મનુષ્યે એ પ્રથમને ઋણી ગણ્યા કરવો અને એ પ્રથમે દ્વિતીયને ભોજન જ આપવું જોઇએ એવું બંધન પ્રથમને મસ્તકે સ્થાપવું એ ખોટું જ છે. તેથી જમવા જનાર બધાં લેણદાર હતા એવું કાંઇ સિદ્ધ થઇ શકતું નથી, અને તેથી એ સર્વએ પોતાને જમાડનારના જ ઋણી ગણવા જોઇએ. તો એ ઋણનું અપાકરણ તેની નિંદા કરવાથી, તેના અવગુણને કલ્પવાથી કે ખાધેલા અને જીર્ણ થતા અન્નના દોષને સ્મૃતિઆરૂઢ કરવાથી થતું જ નથી. એમ કરનાર સર્વ કૃતઘ્ન જ ઠરે છે. સર્વ જમનારે પોતે કરેલું ઋણ, પોતાને થયેલું ઋણ મનમાં સ્વીકારવું જ જોઇએ, તે બદલ તે જમાડનારને ચાર સ્તુતિમાં વચનો શ્રવણ કરાવવાં જોઇએ, તેનો ઉપકાર માનવો જોઇએ, પોતાને ગૃહે જઇ એ જમાડનારની નિંદા આદિ નહિ કરતાં પરાન્નભક્ષણનિમિત્ત તે જમાડનારનું શ્રેયસ્ થાય એવા જપ-આદિ કરવાં જોઇએ. આમ જો કરવામાં આવે છે તો જ એ જમનાર પોતાનું કૃતવેદિપણું જણાવે છે અને પોતે કરેલા ઋણથી મુક્ત થઇ રહે છે.

આ સાથે જે જમાડનાર મનુષ્ય છે તેણે પણ જમનારને પોતાના ઋણિ ગણવાં ઉચિત નથી. એ મનુષ્ય જેને જમાડે છે તે પોતાનાં મિત્રો, સગાં અને જ્ઞાતિબંધુઓ હોય છે અને ભિક્ષુક વર્ગ નથી, અર્થાત્ પોતાની સમાનપંક્તિના ગૃહસ્થો છે અને દુકાળમાં પીડાતા ભિક્ષુકો નથી. તેથી પોતાની સમાન પંક્તિના મનુષ્યો પોતાનો વ્યવહાર છોડી તે જમાડનારના આનંદમાં ભાગ લે છે અને તેને શોભા આપે છે તે માટે એણે પણ જમનારનો ઉપકાર સ્વીકારવો જોઇએ અને તેમને ઋણી નહિ ગણવા જોઇએ, પણ પોતાને તેમનો એ બદલ ઋણી ગણવો જોઇએ. આટલું જ નહિ પણ એમને ઋણી ગણીએ તોપણ એ જમાડનારનું દાન આવા ઉચ્ચ પંક્તિના ગૃહસ્થને કરવા યોગ આવ્યો છે તે આ જમનાર ગૃહસ્થોના સૌજન્યને લીધે જ છે તેથી તે માટે એ પણ તેમનો ઋણી છે એમ તેણે ગણવું જોઇએ. આમ ગણવાથી એ આવનાર સર્વને વિવેકથી

સત્કાર આપવો, આવવા બદલ અને પોતાના આનંદમાં ભાગ લઈ પોતાને શોભા આપવા બદલ એણે તેમના સર્વનો ઉપકાર કંઠરવથી અને મનમાં માનવો ઉચિત છે, અને પોતાને આવો સુયોગ આપ્યો તે માટે પ્રસન્ન થવું ઘટે છે અને આવનાર :આવાં છે ને તેવાં છે, એવું ધારી તેમનો તિરસ્કાર કરવો અથવા આ કૃતિથી ગર્વ ધરવો, પોતે ઋણ કર્યા છતાં અભિમાન ધારણ કરવું ઇત્યાદિ સર્વ ઋણુપક્ષે વિચારતાં અનુચિત જ છે.

આ જ નિયમ આતિથ્યમાં પણ લાગે છે. આપણી પ્રજા ઇતર પ્રજાથી જો વિલક્ષણતાવાળી છે તો એ વિલક્ષણતાનો એક મોટો અંશ આતિથ્યનો સિદ્ધાન્ત અને આતિથ્યનો પ્રચાર છે. ઇતર પ્રજાના ધર્મશાસ્ત્રમાં ભાગ્યે જ આપણી પ્રજાજેવું આતિથ્યનું માહાત્મ્ય સ્વીકારવામાં આવ્યું છે, અને તેમ હોય તોપણ તેનો પ્રચાર આપણી પ્રજાજેટલો ઇતરમાં નથી એ તો સ્પષ્ટ જણાય છે. અતિથિની જાતિ નહિ જોવી, ભોજનસમયે અતિથિ પ્રાપ્ત થાય તો તેને ભોજન અવશ્ય આપવું, અતિથિ સ્વર્ગસંક્રમ છે, સાચા ગૃહીને ત્યાં અન્ન, જલ અને આસન અને આવકાર અતિથિને અવશ્ય મળે છે ઇત્યાદિ ભાવનાં વચનો આપણાં જ શાસ્ત્રમાં સ્થલે સ્થલે મળી આવે છે. તેથી અતિથિસેવાએ આપણામાં પ્રધાનપદ ભોગવ્યું છે. આમ છતાં હાલની સ્થિતિ તેવી રહી જણાતી નથી અને જેમ જેમ સુધરેલા મનુષ્ય, તેમ આતિથ્ય વિમુખતાની અધિકતા જોવામાં આવે છે એ શોચનીય છે. એક ગૃહસ્થને ત્યાં અન્ય અતિથિરૂપે આવે તો તેથી પ્રથમ ગૃહસ્થે આનંદ માનવાનું છે. જે આવનાર છે તે અતિથિ કહેવાય છે અને જેને ત્યાં તે આવે છે તે આતિથ્ય કરનાર ગૃહી કહેવાય છે. ગૃહીએ વિચાર કરવો જોઇએ છે કે કોઈ કોઇને ત્યાં આવવા બેશી રહ્યું નથી, તેથી એ સુદિન છે કે આપણે ત્યાં અતિથિ આવે છે. વળી ભિક્ષુકને ત્યાં અતિથિ કોઇ જતો નથી, બ્રહ્મચારીને ત્યાં જતો નથી, વનીને ત્યાં જતો નથી, તેમ જ જે અત્યંત નિર્ધન છે તેને ત્યાં પણ ઘણું કરીને જતો નથી. તેથી પરમાત્માની કૃપાથી આપણી સ્થિતિ સારી છે તો જ અતિથિ આવે છે અને તેથી આપણે પ્રસન્ન થવાનું કારણ છે એવો વિચાર ગૃહીએ ધરવો જોઇએ અને તેથી અતિથિ આવે છે તો તેની બનતી સેવા કરવા મનમાં ઉલ્લાસ ધરવો જોઇએ. આ સાથે અતિથિએ ખાસ વિચારવું ઘટે છે

કે પોતાની કે પોતાના વડીલોની કોઇ થાપણ તે ગૃહીને ત્યાં મુકી નથી કે જેના બદલામાં કે તેના વ્યાજના બદલામાં પોતાનો તે ગૃહી-પર કોઇ પણ જાતનો હક હોય. તે ગૃહીને ત્યાં જઇએ છીએ અને તે ગૃહી અન્ન, જલ, આવકાર, આદિ પ્રીતવડે આપે છે તે, તે ગૃહીનું સાજન્યમાત્ર છે અને અતિથિનો કોઈ રીતે હક નથી. આમ નિશ્ચય માની ગૃહીને જેટલો ઓછામાં ઓછો શ્રમ અપાય તેટલો આપવો જોઇએ. તેણે ગૃહીના બાંધેલા વ્યવહારમાં ઓછામાં ઓછો વિક્ષેપ કરવો જોઇએ, તેની પાસે નહિ છૂટકે જરૂર હોય તેટ-લી જ સેવા કરાવવી જોઇએ અને પોતાનું કાર્ય થઇ રહ્યે એક ક્ષણ પણ અધિક તે ગૃહીને શ્રમ નહિ આપવો જોઇએ અને જતી વખતે પોતાના મનમાં તે ગૃહીએ લીધેલા શ્રમબદલ તેનો ઉપકાર અવશ્ય માનવો જોઇએ અને તે ગૃહીને પણ તે ઉપકાર નિવેદન કરવો જોઇએ, એટલું જ નહિ પણ ગયા પછી પણ તે તે ગૃહીના શુભનું જ ચિંતન કરવું જોઇએ, તથા પોતે તે ગૃહીનો ઋણી થયો છે એ ભૂલી ન જવું જોઇએ. આ પ્રકારની ગૃહી અને અતિથિ ઉભય પક્ષની પ્રવૃત્તિ થવી ઉચિત છે. પણ તેને બદલે હાલ વિપરીતપણું જ દેખાય છે. ગૃહીઓ ઘણે ભાગે પોતાના એશઆરા-મની મર્યાદા અતિશય વધારી બેઠા હોય છે અને તેથી પરાર્થ કર-વાને સાધનો–ધન–તેમની પાસે ફાજલું હોતાં નથી. તે સાથે વિવિધ ક્રિયામાં એટલા બધા અભ્યાસ દઢપણે બાંધી રહેલા હોય છે કે તેમાં જરા પણ વિક્ષેપ તે સહન કરી શકતા નથી. આથી અતિથિને આ-વવાનું જાણતાં ઘણાને તો પ્રસન્નતા ન થતાં, આ એક ઉપાધિ આવ્યો એવું જ ભાન થાય છે. તે સાથે અતિથિઓને પણ તેટલા જ અભ્યાસ હોય છે અને તેઓ ગૃહીપર પોતાનો હક માનવાની ભૂલ કરી રહ્યા હોય છે. તેથી અતિથિ જાય છે ત્યારથી ગૃહીએ તેની ગુલામગીરી જ કરવી જોઇએ એવું તેઓ માને છે. ગૃહીએ પોતાના કામમાં ગમે તે વિક્ષેપ આવે તો સહન કરવો, અતિથિને સુશય્યા, સુભોજન અને તે પણ ગૃહીના વખતપ્રમાણે નહિં પણ અતિથિના વખતપ્રમાણે આપવું જોઇએ, આખો દિવસ અતિથિની તહેનાતમાં ગૃહીએ અને તેના ગૃહનાં સર્વેએ રહેવું જોઇએ, અતિથિ સ્વમુખે નહિ કહે તો પણ તેની ઇચ્છા એમની એમ જાણી લઇ તે પ્રમાણે ગૃહીએ સર્વ અનુકૂલતા કરી આપવી જ જોઇએ ઇત્યાદિ આશાઓના પાશ

અતિથિયો પોતાના ગળામાં રાખી રહે છે અને ગૃહી જે ત્રિવિધ સેવા કરે છે તેના પ્રતિ લક્ષ નહિ આપતાં, તેનાથી જે ન થઇ હોય તે મનમાં આગળ લાવી ચાંદું જોઇ માક્ષિકા બેસે તેમ તે અગવડતા અથવા સગવડતાના અભાવના વિચારને વાગોળતા તેઓ તે ગૃહીનો ઉપકાર માનતા નથી, તેનું ઋણુ સ્વીકારતા નથી પણુ ઉલટું તેમની વિવિધ પ્રકારે નિંદા કરવા પ્રવૃત્ત થાય છે. એક મનુષ્યને ત્યાં કોઈ પાંચ હજાર રૂપીઆ ઉછીના લેવા જાય, પાંચ હજારનું ઋણુ કરવા જાય અને તે મનુષ્યથી પાંચ હજાર નહિ આપી શકાયા પણુ ત્રણુ હજાર જ આપી શકાયા તેથી તે મનુષ્યનું ત્રણુ હજારનું ઋણુ નહિ સ્વીકારવું, તેનો એ બદલ ઉપકાર નહિ માનવો, પણુ તેણે પાંચ હજાર નહિ આપ્યા માટે તે હરામી છે, લુચ્ચો છે ઇત્યાદિ રીતે કહેવું તેના જેવી આ પ્રવૃત્તિ છે. આ ઉભય પ્રકારની પ્રવૃત્તિ નિંદ્ય છે એ જાણુવા વિશેષ વિચારની જરૂર નથી. અત્ર કહેવાનું તાત્પર્ય એ છે કે આવા પ્રસંગોમાં મનુષ્યો પોતે ઋણુ કરે છે છતાં તે ઋણુને સ્વીકારતા નથી અને જાણે પોતે કાંઇ પણુ ઋણુ કર્યું નથી એવી પ્રવૃત્તિ કરે છે. જ્ઞાતા મનુષ્યો પણુ આમ અલક્ષ કરવાથી આવાં ઋણોમાં ભૂલ કરી દે છે.

પ્રસંગ પ્રાપ્ત થવાથી સાધક બંધુઓને જણાવવું જોઇએ કે આપણા સાધક બંધુઓએ આવાં ઋણોમાં વિશેષ સાવધાનતા રાખવાની જરૂર છે. આજથી દશપંદર વર્ષપૂર્વે સાધકો આ વિષયમાં ખાસ સાવધાન રહેતા હતા. શ્રીસદ્‌ગુરુપરમાત્માની શુશ્રૂષા કરવાનો યોગ આવવો એ તો અત્યંત વિરલ છે, આપણું એવું ભાગ્ય ક્યાં કે એ યોગ આપણુને પ્રાપ્ત થાય, પણુ શ્રીસદ્‌ગુરુ-વિષે ઇષ્ટબુદ્ધિ સ્થાપનાર સાધક બંધુની સેવા પણુ ઉઠાવવાનો યોગ આપણુને પ્રાપ્ત થાય તો શ્રીઇષ્ટનો મહાન્ અનુગ્રહ આપણાપર છે એમ તેઓ જાણુતા હતા. અને તેથી સાધકોના અધિકારના નિર્ણયનું કાર્ય શ્રીઇષ્ટનું છે એમ નિશ્ચય માની એ વિચારવમળમાં તેઓ પડતા નહિ અને કોઇ પણુ સાધક બંધુ પોતાને ઘેર આવે તો તે દિવસને મોટો ઉત્સવ તેઓ માનતા અને પ્રસન્નતાથી યથાશક્તિ તેનું સર્વ પ્રકારે આતિથ્ય કરતા. તેઓ જાણુતા હતા કે શ્રીકૃષ્ણુ-પરમાત્માના ચરણુનો સ્પર્શ જેને થયો છે એવી યમુનાજીની રેતી પણુ શિરસાવંદ્ય છે તો આ આવનાર સાધક બંધુને શ્રીઇષ્ટશ્રીના

ચરણકમળનો સ્પર્શ થયો છે એટલું જ નહિ પણ તેમના વરદ કરકમલ પણ તેને મસ્તકે ફર્યા છે, તેથી એ સાધકબંધુ અવશ્ય શિરસાવંદ્યા છે. આ સાથે અતિથિ સાધક બંધુ પણ પેલા ગૃહી સાધક બંધુવિષે એવી જ અથવા એથી પણ અધિક પૂજ્યબુદ્ધિ રાખનાર થતા અને ઋણમાત્રથી બચવાને સાવધાનતાવાળા થતા તેથી તે ગૃહી સાધક બંધુને બને તેટલો ન્યૂન શ્રમ આપતા અને તે ગૃહીથી કરાયેલા આતિથ્યથી પોતે પાવન થયા છે એમ માની તેના ઉપકારને મનમાં દૃઢપણે સ્થાન આપતા તથા, હાલ અંતરમાં વિરોધી ભાવ રાખી મોંઢે મોંઢે મિથ્યા Thanks આપવાનો વહીવટ ચાલે છે તેમ વિવેકખાતર નહિ પણ ખરા અંતઃકરણપૂર્વક તે ગૃહીનો આભાર સ્વીકારતા. આ પ્રકારની ઉભય પક્ષની પ્રવૃત્તિથી ઉભય વચ્ચે નિષ્કામ સ્નેહ સદામાટે બંધાતો અને ઉભય પક્ષને સંતોષ થતો. આનું એક ઉદાહરણ જ પ્રસંગ પ્રાપ્ત થવાથી આ સ્થળે ટાંકવું ઉચિત લાગે છે. આજથી કેટલાંક વર્ષપૂર્વે એક બે સાધક બંધુરત્નોમાં નોકરીને અંગે આવો પ્રસંગ આવ્યો હતો. એક સાધકવર્ય એક ગ્રામમાં રહેતા હતા. ત્યાં મૂળ તો ગ્રામ અને તેમાં પણ ગૃહ નાનું. ગૃહમાં માત્ર બે જ ઓરડાઃ એક રસોડું તથા એક બીજો ઓરડો. આવે પ્રસંગે તેમને ત્યાં એક સાધકનું સકુટુંબ પધારવું થયું. તેઓ આવનાર છે એ પત્ર મળતાંજ ગૃહી સાધક બંધુના મનમાં મોટો ઉલ્લાસ થવા માંડ્યો. ગૃહ નાનું છે, ગામડું છે, તેથી શી સગવડતા થશે ઇત્યાદિ કોઈ પણ ભીતિ કે શંકાએ મનમાં સ્થાન ધર્યું નહિ પણ પોતાનો વિશુદ્ધ સ્નેહ અને આવનારના વિશુદ્ધ સ્નેહપર આશ્રિત થઇ મનમાં હર્ષ હર્ષ ને હર્ષ જ પ્રકટવા લાગ્યો. આવનાર અતિથિ સાધક બંધુને પણ ત્યાં સ્થાન નાનું છે કે ગામડું છે એવું ત્યાં નિવાસ કરતાં ભાન થયું નહિ પણ ગૃહી સાધકરત્નના વિશુદ્ધ સ્નેહના વિસ્તારને લીધે તથા પોતાના નૈસર્ગિક સાજન્યને લીધે તે ગ્રામ તે મહાનગરના જેવું આનંદજનક ભાસ્યું અને તે ગૃહ તે મહા પ્રાસાદના જેવું સુખદ લાગ્યું. રાત્રિએ સુવા માટે–બે ગૃહિણીઓ ભગિનીમાફક સુતી અને બંને સાધકરત્નો સાથે સુતાં. એક જ ઓરડામાં વસ્ત્રનો અંતરાય કરવામાં આવ્યો અને સ્વસ્થપણે આનંદવાર્તા કરતાં બંને પુણ્યમૂર્તિયુગલ દિવસ નિર્ગમ કરતાં રહ્યાં તથા બે ચાર

રાત્રિને અંતે જ્યારે છૂટા પડવાનો વખત આવ્યો ત્યારે પરસ્પરમાં જે સ્નેહ હતો તેનાથી તે સહસ્રગુણ અધિક આ સહનિવાસથી વધેલો અનુભવતાં સજલ નેત્રે તેઓ છુટા થયાં તથા આવનાર અતિથિ મહાપુરુષે થયેલા ઉત્તમ આતિથ્યથી પરમ પ્રસન્નતા માની ઉપકાર સ્વીકાર્યો.

આજકાલ આથી ભિન્ન પ્રકારની પ્રવૃત્તિ થતી જણાય છે તેથી જ આ પ્રસંગપર અત્ર ભાર દેવો યોગ્ય ગણ્યો છે. બીજા ઉત્સવો તો સુરચિત સ્થાને કરાય છે પણ શ્રી સાધનસમારંભના ઉત્સવમાં તો જંગલમાં મંગલ કરવાનું હોય છે. સ્થાન વિષમ હોય છે, તેને સરખું કરાવવાનું હોય છે, ત્યાં નિવાસમાટે, ભોજનમાટે, જપમાટે, વ્યાખ્યાનમાટે ઇત્યાદિ વિવિધ ક્રમમાટે રચના કરવાની હોય છે. તે સાથે બધો વ્યવહાર સમયસર કરવાનો હોય છે. આ સઘળી વ્યવસ્થા કરવામાં કેટલું કષ્ટ પડે છે, કેટલા મનુષ્યોની સહાય જોઇએ છે તે વગેરે તો જેણે એકવાર એ કરી જોયું હોય તેના જ ખ્યાલમાં આવે છે. એ વ્યવસ્થા કરવામાં ભાગ લેવારૂપ અનુભવવિના એનો ખ્યાલ આવવો શક્યો કઠિન છે. આ કાર્ય કરવાનું જેઓ ઉપાડી લે છે તેમને એમાં પરમાર્થમાત્ર પ્રયોજન હોય છે અને કોઇ પણ લૌકિક સ્વાર્થ હોતો નથી. એમાં અતિથિરૂપે આવનાર સાધક બંધુઓ તથા સજ્જનો સર્વ પોતાના શ્રેયસને માટે આવે છે અને આતિથ્ય કરનારના કોઈ હિતમાટે આવતા નથી, તેથી આવનાર અતિથિઓ સર્વ આતિથ્ય કરનાર સાધકોના ઋણી છે. આતિથ્ય કરનાર સાધકોના તન તથા ધનના અને શ્રમના વ્યયના બદલામાં અતિથિ સાધકો પોતાનો ક્રમ સુખપૂર્વક સાધી શકે છે, પોતે સુખપૂર્વક ત્યાં રહી શકે છે અને પોતાના અધિકારની ઉન્નતિને સાધી શકે છે. તેથી આ સર્વ અર્થમાટે એ અતિથિઓના ઉપર આતિથ્ય કરનારનો નાનો ઉપકાર નથી. આતિથ્ય કરનારને કોઇની પણ સગવડતા કરી આપવાનું બંધન નથી છતાં તેઓ સર્વ સગવડ કરી આપે છે એ તેમનું સૌજન્ય છે. તેથી આ સર્વ કૃતિમાટે સર્વ આવનાર અતિથિઓએ તેમનો ખરા અંતઃકરણથી ઉપકાર માનવો જોઇએ; તેમના શ્રેયસના જ સંકલ્પ કરવા જોઇએ; તેમને અને તેટલો ન્યૂન શ્રમ જ આપવો જોઇએ અને જે સગવડ યથા–

પ્રાપ્ત કરી આપવામાં આવ્યા હોય તેથી પ્રસન્ન થઈ તે કરી આપનારના ગુણો ગાવા જોઇએ. આને બદલે આ વખત તો સાધનસમારંભ બરાબર નહિ, અમુક સ્થળે થયો હતો તે બહુ જ ઉત્તમ હતો, આ વખત તો વાહનની જ સગવડતા નથી, અમુક દિવસે ખાવામાં બરાબર તાલ બેઠો નહિ, રસોઇઓ સારો નહોતો, વ્યાખ્યાનમંડપમાં ગોઠવેલાં આસનો બરાબર નહોતાં, આમ ગોઠવ્યાં હોત તો ઠીક હતું, એ બીચારાને અનુભવ શો, એમનું આવા કાર્યમાં ગજું શું, આપણાથી નહિ થાય તો આવું કાર્ય શું કરવા માથે લેવું જોઇએ, ઇત્યાદિ કોઈ પણ વિચાર કરવામાં આવે અને પોતાનું તનમનાદિથી આતિથ્ય કરનારની કૃતિને ગૌણ પાડવામાં આવે તો એ એ જ સૂચવે છે કે તે તે ઋણ કરનારા પોતે કરેલા ઋણનું ભાન ભૂલી ગયા છે. આથી એ ઋણ કરનારને જ હાનિ છે, આતિથ્ય કરનારની સત્કૃતિ કોઇ રીતે ગાણ થતી નથી. જો વ્યવસ્થામાં કોઇ જાતની ન્યૂનતા લાગે તો એ અતિથિ સાધક બંધુઓએ પોતાની સહાય અર્પવી કે ન્યૂનતાને દૂર કરવી અથવા પોતાને જ્યારે વ્યવસ્થા કરવાનો યોગ આવે ત્યારે તેવી ન્યૂનતા નહિ આવવા દેવી એમાં લેશ પણ વિરોધ નથી, પણ જેમણે મહાપરિશ્રમ કર્યો છે અને જેનું ફળ આવનાર અતિથિને પ્રાપ્ત થયું છે તેમનો આભાર સ્વીકારવો અને પોતાનું ઋણીપણું સ્વીકારવું એ સર્વને પ્રાપ્ત છે એ જ કહેવાનો આશય છે.

કેટલાક મનુષ્યોને એવી ટેવ પડી હોય છે કે ગમે તેના સંબંધમાં આવે છે તો તેની પાસે તેઓ કોઇ ને કોઇ અર્થ વિનામૂલ્યે, મફત કરી લેવા યત્ન કરે છે. ગમે તે વ્યક્તિનો સંબંધ થાય છે તો તેની પાસે કાંઇ કાંઇ કામ કરાવી લે છે. વકીલ, ડાકટર, હુન્નરી, અધિકારી આદિનો સંબંધ થતાં તેમની પાસે પોતાનો કોઈ કોઈ સ્વાર્થ મફત સિદ્ધ કરી લેવા તેઓ ઉત્સુક થાય છે. અને આ હેતુમાટે વિવિધ યુક્તિઓ તેઓ રચે છે તથા જો તેમાં વિજયી થાય છે, તો તેઓ પોતાના બુદ્ધિચાતુર્યનાં વખાણ કરતા પ્રસન્ન થાય છે કે આપણે કેવી બુદ્ધિ વાપરીને આ કામ વિનામૂલ્યે કરાવી લીધું ! પણ આમ માનવામાં તેઓ અન્યને છેતરી શકતા નથી પણ પોતાની જાતને જ છેતરે છે, તેઓ જ પોતે છેતરાય છે. તેઓ મોટી બુદ્ધિવાળા છે અને ચતુર છે એ સાચું છે પણ કુદ-

રત અથવા કુદરતના અધિષ્ઠાતા પરમાત્મા તેમનાથી સહસ્રગુણુ કે લક્ષગુણુ કે અનંતગુણુ બુદ્ધિવાળા છે. તેઓ જેને મફત સમજે છે તે મફત કામ થયું નથી. કુદરતના નિયમપ્રમાણે તેમને માથે તેનું ઋણુ થઈ ચુકયું જ છે. એ ઋણુ તેઓ સમજીને પૈસાથી કે ઇતર કાંઈ સેવાથી આપતા નથી તો વખત આવે તેમથી પાસે બલાત્કારે કુદરત તે અપાવે છે જ અને તે પણુ વ્યાજસાથે જ આપવું પડે છે. એના કરતાં જો તેઓ પોતે આ ઋણુને પ્રથમથી જ ઋણુરૂપે સમજે છે તો તેને આપો દેવા યત્નવાળા થાય છે અને તે ધન, સેવા આદિથી નથી અપાતું તો કાંઇ નહિ તો તેના શ્રેયસના સંકલ્પદ્વારા અથવા તેના નિમિત્તે પરમાત્મચિંતન કરી પણુ આપી દઈ શકે છે અને પોતાને અનૃણી કરી શકે છે.

અન્ય કેટલાકને આપણે એવું કહેતા શ્રવણુ કરીએ છીએ કે અમુક મોટો પુરુષ છે કે હતો કે થયો હતો તેમાં મારે શું, મારૂં તેણે શું કર્યું, તે મોટો હશે તો તેના ઘરનો મોટો હશે, તેની સાથે મારો શો સંબંધ, વગેરે. આ પ્રકારનું માનનાર પણુ પોતાના ઋણુનો ઇનકાર કરનાર જ છે. દૃશ્ય જગત્ આજે જે રૂપમાં દૃષ્ટ થાય છે તે એકાએક એવા રૂપમાં ઉદ્ભવ્યું નથી, પણુ સહસ્ર કે લક્ષ વર્ષની વિવિધ કૃતિ અને વ્યતિકરોના અંતે તેના પરિણામરૂપે આ રૂપમાં એ ક્રમે ક્રમે આવ્યું છે. માનુષ લોકની વર્તમાન દશા આવવામાં વિવિધ ક્રમ ચાલ્યા છે, વિવિધ ફેરફાર થયા છે, વિવિધ પુરુષો અને સ્ત્રીએ વિવિધ યત્નો કર્યા છે અને તે સર્વના પરિણામરૂપ વર્તમાન સ્થિતિ છે.

આપણે સહજ જોઇ શકીએ છીએ કે હાલ આપણે જગતની વિવિધ સ્થિતિથી સુખ લઇએ છીએ. આગગાડીને લીધે સત્વર મુસાફરી કરી શકીએ છીએ અને તેથી ઇષ્ટકાર્ય સત્વર સિદ્ધ કરી શકીએ છીએ; તારદ્વારા વિવિધ સંદેશાઓ સત્વર મોકલીએ છીએ અને ગ્રહણુ કરીએ છીએ. ટેલીફોનદ્વારા ઘેર બેઠા દૂર દેશસ્થ મનુષ્યોસાથે વાત કરી શકીએ છીએ. ગૅસના ઉપયોગથી શ્વેત પ્રકાશિત દીપકના પ્રકાશને ભોગવી આનંદ પામીએ છીએ. વીજળીના દીવાથી ગૃહને શૃંગારીએ છીએ. નાના મોટા સફાઇવાળા, રંગીબેરંગી સુતરાઉ, ઉનના અને રેશમી વસ્ત્રોવડે શરીરને ઢાંકીએ છીએ અને શોભાવીએ છીએ. ષડ્ રસવાળા વિવિધ આહારવડે રસનેન્દ્રિયને તૃપ્ત કરીએ છીએ. અનેક પ્રકારના સુધરેલા સૂક્ષ્મ હથી-

ચારના બલે શસ્ત્રકલાના થયેલા વિજયથી વિવિધ અસાધ્ય રોગોથી મુકત થઇ રહીએ છીએ. નાનાવિધ ઔષધો, લેપો આદિ શોધાવાથી તે તે વ્યાધિનો પ્રતીકાર કરી શકીએ છીએ. અતિ અનુભવી અને પરિશ્રમશાળી પુરુષોના અનુભવગ્રન્થોનો સંગ્રહ પ્રાપ્ત થવાથી તદનુસાર નીતિ અને વર્તન રાખી સુખપ્રાપ્ત થઇ રહીએ છીએ. આદ્ય ઋષિ મુનિઓએ સ્વપરિશ્રમથી દૃષ્ટ કરેલા મંત્રોવડે યજ્ઞયાગાદિ કરી પારલૌકિક સુખનો સંગ્રહ કરી શકીએ છીએ અને બ્રહ્મવિદ્ મહાપુરુષોના બોધના લેખો આપણો અલૌકિક સુખરૂપ મોક્ષપર્યન્તનો માર્ગ ખુલ્લો કરી રહ્યા છે. તો આ બધું સુખ, વૈભવ અને સંક્ષેપમાં કહીએ તો ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપ આપણા ચતુર્વિધ પુરુષાર્થની સિદ્ધિ કરવામાં આપણે એ મહાન્ પુરુષોના જ ઋણી છીએ. એ એમણે પોતાના પરિશ્રમનું ફળ જગત્‌માં પ્રકટાવ્યું ન હોત અને પોતાના પરિશ્રમનો ઇતરને લાભ આપ્યો નહિ હોત તો આ માનુષ લોકની આજે જે સ્થિતિ આવી છે કે જેમાંથી આપણે સર્વ સુખ લઇ શકીએ છીએ તે સ્થિતિ કદાપિ આવત નહિ. અને જેમ સો કે હજાર વર્ષની ચકલીઓ પૂર્વે જેમ માળા બાંધતી હતી તેવા જ માળા હાલની ચકલીઓ પરિશ્રમવડે બાંધતી રહે છે તેમ આપણે પણ તે તે શોધ થયા પૂર્વની જે જે અજ્ઞાનની, અંધકારની સ્થિતિ હતી તેમાં આપણે આજે હોત તેથી વર્તમાન સમયે આપણે જે જે સુખો ભોગવી શકીએ છીએ અને સુખજનક સ્થિતિને પ્રાપ્ત કરી રહ્યા છીએ તેમાં તે તે પૂર્વ મહાપુરુષોનો ઉપકાર છે જ અને તેથી આપણે તે તે સર્વ મહાપુરુષોનું ઋણ છે જ. તેથી તે તેના ઘરના મોટા અને મારૂં તેમણે શું હિત કર્યું એવું માનવું કે કહેવું એ અજ્ઞાનમાત્ર સૂચવે છે અને એ કૃતઘ્નતા જ છે. તાત્પર્ય કે વર્તમાન સમયના સર્વ મનુષ્યો પૂર્વપૂર્વના સર્વ મહાપુરુષો કે જેમણે પોતાના માહાત્મ્યવડે–પોતાના બુદ્ધિવિભવવડે, વિજ્ઞાનવડે, નીતિવડે, શોધવડે, આચરણવડે તથા એવી અનેક રીતે આ લોકને સુખપ્રદ કર્યો છે તેમના ઋણી જ છે. આપણે ભલે તેમનું નામ નહિ જાણતાં હોઇએ, તેમને વસવાનો દેશ નહિ જાણતા હોઇએ છતાં તેમની કૃતિનું ફલ ભોગવનાર છીએ એટલા પરથી જ આપણે તેમનું ઋણ કરેલું છે. આ જ પ્રમાણે વર્તમાન સમયે પણ જે મહાપુરુષો આ લોકની

વિવિધ પ્રકારે ઉન્નતિ કરવામાં ઉદ્યત છે તે સર્વ પણ સાક્ષાત્ વા પરંપરાથી આપણા અને આપણી પ્રજાના હિતના સાધક છે અને તેથી તેમનું પણ આપણને ઋણ થાય છે. કદાચ કોઇ કહેશે કે આ મહાપુરુષોએ ક્યાં આપણે માટે તે તે કૃતિ કરી છે, કે આપણે તેમનું ઋણ માનીએ; તો આ કથન યોગ્ય નથી. એક મનુષ્ય તમને અજાણતાં કાંઇ હાનિ કરે છે તો તરત તમે તેની સામે લડવા બાંયો ધરો છો અને તેણે જાણી જોઇને હાનિ નથી કરી એમ તમને ખાતરી થાય છે તો તેને ન્યૂન પણ દોષપાત્ર ગણો જ છો, તો પછી આ મહાપુરુષોની આપણને ખાસ ઉદ્દેશીને તે કૃતિ નહિ કરી હોય તો તેટલાથી શું? તેમના કૃતનું ફલ તો આપણને મળે જ છે એ સિદ્ધ છે અને એ ફળ આપણે સ્વીકારીએ છીએ, એનો લાભ લઇએ છીએ માટે જ આપણે તેમના ઋણી થઇ રહીએ છીએ એ પણ એટલું જ સિદ્ધ છે.

આ આદિ વિચાર કરીને જ આપણા શાસ્ત્રકારોએ કહ્યું છે કે મનુષ્ય જન્મે છે ત્યારથી જ ત્રિવિધ ઋણ લઇને જ જન્મે છે અને અત્ર વર્ણન કરાયેલા ઋણની મનુષ્યઋણમાં ગણના કરી છે. આ મનુષ્યઋણઉપરાંત મનુષ્યને પિતૃઋણ અને દેવઋણ હોય છે અને એ બંને પણ ઉપર જણાવેલા જ નિયમથી થઇ રહે છે.

મનુષ્ય જેમ ઇતર મનુષ્યના, કે સમાજનાં કૃત્યોથી સુખનો ભોક્તા થઇ રહે છે તેમ એના સુખમાં પિતૃનાં અને દેવોનાં કૃત્યો—એ ઉભય કોટિની વ્યક્તિના અનુગ્રહ પણ કારણરૂપ છે. વર્તમાન જન્મના નિમિત્તરૂપ માતાપિતા હોય છે તેથી સર્વ સુખના સાધનરૂપ, ચારે પ્રકારના પુરુષાર્થના હેતુરૂપ જે સ્થૂલ શરીરની પ્રાપ્તિ તે માટે સ્પષ્ટપણે મનુષ્યમાત્ર માતાપિતાનો ઋણી છે. કેટલાક મંદમતિ મનુષ્યો એવું માનતા જણાય છે કે માતાપિતાએ ક્યાં પોતાની સત્તાથી પુત્રપુત્રીને જન્મ આપ્યો છે કે તેમનું ઋણ ગણાય? પણ આ માનવું કેવળ ભૂલભરેલું છે. આ વિષયની અધિક ચર્ચા હાલ નહિ કરતાં ઉપરના નિયમપ્રમાણે જ એ ઋણની પ્રાપ્તિ થાય છે એટલું જ સૂચવવું પૂરતું છે. માતાપિતાએ પોતાની સત્તાથી કદાચ જન્મ નથી આપ્યો એ સર્વાંશે અંગીકાર કરીએ તોપણ માતાપિતાવિના માનુષશરીરનો ઉદય થયો નથી એ તો સિદ્ધ જ છે. તેથી તેમ પૂર્વના મોટા પુરુષો અને વર્તમાન સમયના મોટા પુરુષોની કૃતિ આપણને ઉદ્દે-

શીને જ ન થઈ હોય છતાં આપણને તે કૃતિનો લાભ મળે છે તેટલા માત્રથી જ આપણને તેનનું ઋણ થાય છે, તે જ નિયમપ્રમાણે આપણા શરીરને ઉદ્દેશી માતાપિતાની કૃતિ ન હોય તોપણ એ શરીરના ઉદ્ભવના કારણરૂપ એ છે અને એ શરીરવડે જ આપણે સુખભોગ પ્રાપ્ત કરી શકીએ છીએ તેટલાપરથી જ તેમનું ઋણ આપણને ચઢે છે. તો એ ઉપરાંત તો ગર્ભનું ધારણ કરવું, તેનું પોષણ કરવું, તેને માટે વિવિધ નિયન્ત્રણા સહન કરવી, પ્રસવસમયસુધી કષ્ટ વેઠવું,પ્રસવપછી પણ નાનાવિધ કષ્ટ વેઠવાં, બાલકોને ઉછેરવાં, તેમનાં પોષણ કરવાં, તેમને મોટા કરવા, હુંશીઆર કરવા ઇત્યાદિ વિવિધ કૃતિઓ માતાપિતાએ આપણને ઉદ્દેશાને જ કરેલી છે અને તે સર્વનો લાભ આપણને મળે છે તેથી એ ઋણની વૃદ્ધિ થયેલી જ છે. આ સર્વથી ઉપરનું માનવું એ હાલની ઉદ્ધતાઇનો વિલાસમાત્ર છે અને આપણને આ રીતે માતાપિતારૂપ પિતૃનું ઋણ શાસ્ત્ર જણાવે છે તે સત્ય જ છે.

આ પિતૃઋણ તે એક પક્ષનું ઋણ છે, પણ એ ઉપરાંત પિતૃલોકનિવાસી વ્યક્તિરૂપ પિતૃઓ તથા આ જાન પિતૃઓનું ઋણ પણ આપણને છે જ. સારી ઉત્તમ રૂપે ગુણાદિસંપન્ન ગૃહિણી મળવી અને સુપ્રજા થવી એ, એ પિતૃઓના અનુગ્રહનું જ ફલ છે. મનુષ્ય ભલે અભિમાનને ધારણ કરે પણ તે જાતે સ્વપ્રયત્નથી જ ગૃહિણીને ઉત્તમોત્તમ કરી શકતો નથી. પ્રથમ તો ગૃહિણીનો યોગ થતા સુધીમાં જ તેના ભાવિની રૂપરેખાઓ બધી ચીતરાઇ ગયેલી હોય છે, અર્થાત્ એ રૂપરેખાઓ બધી ચીતરાઈ ગયા પછી જ તેનો અને પતિનો સંબંધ થાય છે. તેથી એ સંબંધ થયા પછી તો ઘણે ભાગે એ રેષાઓનું વ્યાકરણ થતું રહે છે. એ વ્યાકરણમાં પુરુષ-પ્રયત્ન કામ કરી શકે છે, એ રૂપરેષાઓમાં ન્યૂનાધિકતા થઇ શકે છે, કરી શકાય છે પણ તે ઘણે ઓછે અંશે. કોરા કાગળપર જેમ અક્ષરો પાડી શકાય છે અને ધાર્યું ચિત્ર આલેખી શકાય છે તેવા અક્ષરો અને ચિત્ર બધે લખાયેલા કાગળપર કદાપિ કાઢી શકાતાં નથી જ. તેથી અમુક ગૃહિણીવિશેષનો યોગ થવો અને તે ઉત્તમ પાત્રસાથે જ યોગ થવો એ પિતૃલોકના અનુગ્રહનું જ ફલ છે. આ મનુષ્યોને સારી નીતિમાન્ પુત્રપુત્રીરૂપ પ્રજા થવી અને તે પુત્રપુત્રીને સુખી જ અવલોકવા યોગ આવ્યા કરવો એ પણ એ જ પિતૃલોકના અનુગ્રહનું ફલ છે. ઉત્તમ નીતિવાળા અને વિદ્યાસંપન્ન માતાપિતાની

પ્રજા નિયમે કરીને ઉત્તમ નીતિવાળી અને વિદ્યાસંપન્ન હોતી નથી. શ્વેતવર્ણના માતાપિતાના શરીરમાંથી શ્વેતવર્ણની પ્રજા જેમ થાય છે તેમ જ કૃષ્ણવર્ણની પ્રજા પણ થાય છે. ઉત્તમ માતાપિતાના બાલક પ્રસંગે અનીતિમાન્ અને અવિદ્વાન્ મૂર્ખ પણ દેખાય છે. તેમ જ સર્વ પ્રકારના નીતિવાળા અને વિદ્યોત્તેજક વાતાવરણમાં, પરિસ્થિતિમાં ઉછરેલી પ્રજા પણ નિયમે કરીને નીતિવાળી અને વિદ્યાસંપન્ન જ હોતી નથી પણ અનિયમે ઉભય પ્રકારની હોય છે. કોઇ નીતિવાળી તો કોઈ અનીતિવાળી, કોઈ વિદ્યાસંપન્ન તો કોઈ મૂઢ એમ બંને હોય છે. આજ પ્રમાણે અભણ માતાપિતાનાં બાલકો અને વિદ્યાની વિરોધી પરિસ્થિતિમાં ઉછરેલાં બાલકો ઘણીવાર વિદ્વાન્ થયેલાં પણ દૃષ્ટિવિચાર થાય છે અને નીતિરહિત માતાપિતાનાં બાલકો તથા નીતિને પોષણ નહિ મળે એવી પરિસ્થિતિમાં ઉછરેલાં બાલકો પણ પ્રસંગે આરૂઢ નીતિમાન્ થયેલા અને ખરા મહાત્મા થયેલા દૃષ્ટ થાય છે. તેથી જેવા માતાપિતા અથવા જેવી પરિસ્થિતિ તેવા ગુણો, એવો નિયમ સ્થાપી શકાય તેમ નથી. માતાપિતાના ગુણદોષો બાલકમાં ઉતરે છે અને પરિસ્થિતિની ઘણી મોટી અસર પ્રજાપર થાય છે એ સર્વાંશે સાચું છે અને તેથી માતાપિતાએ બાલકના હિતમાટે પણ નીતિમાન્ અને ધર્મિષ્ઠ થવાની આવશ્યકતા છે તથા બાલકને પ્રતિકૂલ પરિસ્થિતિથી રક્ષવા અને અનુકૂલ પરિસ્થિતિમાં જ મુકવા એ તેમનો ધર્મ છે એ સર્વાંશે સત્ય છે; પણ અત્ર કહેવાનું એ છે કે એ બેના ઉપરાંત તૃતીય કોઈ હેતુ વ્યાપાર કરી રહ્યો છે કે જેને લીધે જ બાલકના ગુણકર્મો અને માતાપિતા તથા પરિસ્થિતિની વચ્ચે વૈષમ્ય પ્રસંગે થઇ રહે છે. એ હેતુ આપણા ઋષિમુનિઓએ આર્ષદૃષ્ટિથી પિતૃઓનો અનુગ્રહ છે એ જાણ્યો છે અને તેથી જ એવું તેઓએ જણાવ્યું છે કે ઉત્તમ પ્રજા પ્રાપ્ત થવી એમાં પિતૃઓના અનુગ્રહની અપેક્ષા છે. તેથી જેમને ઉત્તમ ગૃહિણી પ્રાપ્ત છે અને ઉત્તમ પ્રજા પ્રાપ્ત છે અથવા જેમને એ પ્રાપ્તિની વાસના છે તે સર્વને આ અદૃષ્ટ પિતૃઋણ પણ છે જ.

આ ઉપરાંત અનાવૃષ્ટિ, અતિવૃષ્ટિ આદિ છ ઇતીઓ મનાય છે તે સર્વને દૂર કરવા દેવરાયની અપેક્ષા રહે છે. મનુષ્યપ્રજા એ વિપત્તિઓથી દૂર રહે છે એમાં દેવવર્ગની અનુકૂલ દૃષ્ટિ હેતુરૂપ છે. તેથી મનુષ્યપ્રજા દેવલોકની પણ ઋણી છે. વળી મનુષ્યોના ત્રિવિધ કરણો

તેના અધિષ્ઠાતા દેવો છે. અગ્નિ વાણીના અધિપતિ છે, સૂર્ય ચક્ષુના અધિપતિ છે, ચંદ્ર મનના અધિપતિ છે વગેરે. તેથી એ એ કરણોનો વ્યાપાર નિયમિત થવામાં એ એ અધિષ્ઠાતા દેવોની સત્તા હેતુરૂપ છે. તેથી આપણી ઇન્દ્રિય સુરક્ષિત છે અને વ્યવસ્થિતપણે કાર્ય કરતી રહે છે એ પણ દેવવર્ગનું આપણને ઋણ જણાવે છે.

આ રીતે માનુષઋણ, પિતૃઋણ અને દેવઋણ એમ ત્રિવિધ ઋણનો ભાર સર્વને જન્મથી જ પ્રાપ્ત થાય છે એમ શાસ્ત્ર કંઠરવે સ્પષ્ટપણે જણાવે છે. કોઇને લાગશે કે આ પ્રમાણે તો ઋણના ભારની મનુષ્યોને હદ રહેતી નથી, તો તે સાચું જ છે. હદ નથી રહેતી તેમાં ગભરાવાનું કારણ નથી. આપણે તેમના તેમના તરફથી લાભ મેળવીએ છીએ અને ઋણ કરતા જઇએ છીએ તોપછી તેની હદ નહિ રહે એમાં આશ્ચર્ય શું છે? કાંઇ જ નહિ. જો એ ઋણનો ભાર અધિક છે તો એ ઋણને આપી દેવાના પ્રકાર ક્યાં નથી? આ ત્રિવિધ ઋણના અપાકરણના પ્રકાર પણ શાસ્ત્ર સ્પષ્ટપણે જણાવે છે.

મનુષ્યઋણ થવામાં જેમ જ્ઞાત અને અજ્ઞાત બે પ્રકાર છે તેમ તેને આપવામાં પણ અદૃષ્ટફલજનક અને દૃષ્ટફલજનક એમ બે પ્રકારની કૃતિ છે. નિત્ય ઋષિતર્પણ કરવું એ અદૃષ્ટફલજનક કૃતિ છે એટલે કે એ કૃતિવડે ઉત્પન્ન થતું અદૃષ્ટફલ માનુષઋણના એક અંશનું અપાકરણ કરે છે. એ ઋષિતર્પણરૂપ ક્રિયા નિત્ય જ કરવાની હોય છે અને એની સમાપ્તિ માત્ર પાણી ઉછાળવામાં–પાણીની અંજલિ મુકવામાં નથી પણ મનુષ્યઋણ જે થયું છે તે સમજીને તે તે ઋષિ વિષે પૂજ્યબુદ્ધિપૂર્વક તેમને તર્પણ કરવાની ભાવનાપૂર્વક એ ક્રિયા કરવાની આવશ્યકતા છે. આ પ્રકારે કરવામાં આવે છે તો જ એ ક્રિયા ચરિતાર્થ થાય છે અને એનાથી અંતઃકરણની શુદ્ધિ થાય છે તથા માનુષઋણના ભાર પણ ઓછો થતો રહે છે.

જનસેવા, અતિથિસત્કાર, પરાર્થપ્રવૃત્તિ ઇત્યાદિ દૃષ્ટ ફલોત્પાદક કૃતિ છે. પ્રત્યેક મનુષ્ય સ્વાર્થને માટે તો ક્રિયા કરતો રહે જ છે, પણ પ્રતિદિવસ પ્રત્યેક મનુષ્યે જનહિતમાટે કાંઇ ને કાંઇ પણ કરવાની આવશ્યકતા છે. અતિથિસત્કાર અથવા આતિથ્ય એનો સમાવેશ આમાં જ થાય છે. કેમકે એ પોતાથી અન્ય મનુષ્યના હિતની ક્રિયા છે. હાલ સ્વયંસેવકો આદિ જેઓ જનહિતકર કાર્ય કરે છે, ઇતર મનુષ્યોને સુખ થવા અર્થે કૃતિ કરે છે તેઓ આ દ્વિતીય પ્રકારના

ક્રિયા કરનાર છે. માનુષઋણ આપણને બે પ્રકારે થાય છે તેથી આ ઉભય કૃતિની આવશ્યકતા છે. ઋષિતર્પણવિનાનું જનસેવન એ અંગવિકલિત છે અને જનસેવનથી રહિત માત્ર ઋષિતર્પણ તે પણ તેટલું જ અંગવિકલિત છે. અનેક દ્વિજો ઋષિતર્પણ કરતા જણાય છે પણ એ થઇ રહ્યા પછી અન્ય જનોનું અહિત થાય તેવી કૃતિ નિઃશંકપણે કરતા રહે છે, અને તેમ છતાં આપણે ઋષિ તર્પણકર્યું છે, આપણે માનુષ ઋણને આપીએ છીએ એવું માને છે એ મોટી ભૂલ છે. જે મનુષ્ય ખરા અંતઃકરણથી ઋણને સ્વીકારે છે તે ઋષિતર્પણ કરે છે પણ તેની સાથે તેની વિરોધી ક્રિયા—અન્યનું અહિત કરવું—એ કરવા કદાપિ પ્રવૃત્ત થતો જ નથી. એ મનુષ્ય ઉભય કૃતિનું યથાશકિત સાથે જ અનુષ્ઠાન કરે છે. સર્વની શકિત સરખી હોતી નથી તેથી જનસેવા કરવાનો પ્રકાર સર્વમાટે સરખો નથી. છતાં એટલું તો સર્વનાપર બંધન છે જ કે તેમણે સર્વ મનુષ્યોના હિતના સંકલ્પ તો કરતા જ રહેવું જોઇએ. એ કરવા એ ગાંડા થઇ ગયેલા મનુષ્યશિવાય, સર્વના સ્વાધીનમાં જ છે અને સર્વ એક સરખી રીતે કરી શકે છે. શુદ્ધ અંતઃકરણથી સર્વ જનોના સંકલ્પ કરનારને તદનુકૂલ કૃતિ પોતે કેવી કરવી અને પોતે કેવી કરી શકે તેમ છે તે તેને પોતાની મેળે જ સુજી આવે છે, તેથી આ ઉભય પ્રકારે કૃતિ કરવી એ સર્વને માટે માનુષ ઋણના અપાકરણનો ઉપાય શાસ્ત્ર જણાવે છે.

પિતૃઋણને આપવા માટે પણ આ જ પ્રકારની બે કૃતિ છેઃ પિતૃતર્પણ અને માતાપિતાની સેવા. ઋષિતર્પણમાટે જે વિવેચન કર્યું છે તે શબ્દશઃ પિતૃતર્પણમાટે પણ લાગુ પડે છે, તેથી અધિક વિસ્તારની અપેક્ષા નથી. માતાપિતાની સેવા એ પણ જનપ્રસિદ્ધ જ છે. જેમના માતાપિતા વિદ્યમાન છે અથવા માતાપિતાવત્ જે પૂજ્ય વડીલો હોય તે જેમનાં વિદ્યમાન છે તેમણે સર્વે તેમનું પૂજન, તેમની સેવા, તેમને સંતોષ આપવો આદિ કૃતિ કરવાની રહી જ છે. પુત્ર પુત્રીરૂપ પ્રજા ૧૬ વર્ષની થાય એટલે તેમને મિત્રવત્ ગણવાની શાસ્ત્રની સૂચના છે તે માતાપિતાને પોતાનું કર્તવ્ય પ્રબોધનારી છે. પણ એ પ્રજાને કોઇ રીતે ઉચ્છૃંખલ બનવાની પરવાનગી આપનારી નથી. પ્રજા ૧૬ વર્ષની થાય એટલે તેણે માતાપિતાના અનુભવનો લાભ ખોઇ બેસવો, તેમના અનુભવની શિક્ષા હોય તેનો અનાદર કરવો, પોતે મનસ્વીપણે વર્તન

કરવું અને માતાપિતાંની આંતરડી કકળાવવી એમાં આ વચનનું તાત્પર્ય કલ્પાવું એ શાસ્ત્રનો વિપરીતાર્થ જ કરવાનું કામ છે. શ્રવણે કરેલી માતાપિતાની શુશ્રૂષા પ્રસિદ્ધ જ છે. શ્રીમન્ આદ્ય શંકર ભગવાને સંન્યાસ લીધા પછી પણ પોતાની માતાની ઉત્તર ક્રિયામાટે શી પ્રવૃત્તિ કરી છે તે જોનારને માતાપિતાની સેવાના પ્રકારનો અને માતાપિતાના આર્શિવચનના મહાત્મ્યનો ખ્યાલ આવ્યા વિના રહે તેમ નથી. અને માતાપિતાનો સંતોષ સંપાદન કરવો કે અસંતોષ, એનું ભાન થયા વિના રહે તેમ નથી. તેથી સુજ્ઞ મનુષ્યે આ ઉભય કૃતિ વિવેકપૂર્વક ખરા અંતરથી કરી પિતૃઋણનું અપાકરણ કરવા વિચારવું યોગ્ય છે.

તૃતીય ઋણ તે દેવરુણ છે. અને તે દેવ તર્પણથી દૂર થાય છે. દેવો મનુષ્યોને પ્રત્યક્ષ હોતા નથી તેથી તેમના ઋણને આપવા એક જ પ્રકાર છે અને તે દેવતર્પણ. દેવતર્પણમાં દેવોને ઉદ્દેશી જલાંજલિ આપવી તે જ નથી પણ જે જે પ્રકારે દેવ તર્પણ થાય છે, દેવવર્ગનો અનુગ્રહ થાય છે તે સર્વ ક્રિયાઓનો સમાવેશ થાય છે. તેથી યજ્ઞયાગાદિ ક્રિયા, ષષ્ટકર્મમાત્ર, દેવપૂજન, દેવપ્રતિમા, પૂજન અર્ચન ઈત્યાદિ સર્વનો સંગ્રહ દેવતર્પણમાં જ છે.

આ પ્રકારની પંચ પ્રકારની ક્રિયા સર્વ મનુષ્યોએ નિત્ય ઋણ આપવા માટે કરવાની છે. એ નથી કરતો તે અત્યંત ઋણી રહે છે અને એ રુણ જે સ્વીકારતો નથી તથા આપવા વિચારતો નથી તે તેમનો તેમનો કૃતઘ્ન થાય છે. જે મનુષ્યો આ ક્રિયાઓ કરતા રહે છે તે પણ આ ત્રિવિધ ઋણથી અત્યંત મુક્ત થતા નથી. કેમકે જેમ એક તરફથી તેઓ આ ક્રિયા કરી દેવ, પિતૃ અને મનુષ્યના ચઢેલા ઋણને આપતા રહે છે તેમ બીજી તરફથી તેઓ એમના સર્વનાં નવાં ઋણો કરતા રહે છે. કારણ કે તેમનાવડે અપાતા અને થયેલા હિતના ભોક્તા થતા રહે છે. તેથી આ સર્વ પ્રકારની ક્રિયા કરવાથી પણ ઋણથી આત્યંલિક મોક્ષ થતો નથી. એ ત્રિવિધ ઋણથી આત્યંતિક મોક્ષ આપનાર આથી અન્ય જ સ્થિતિ છે. મનુષ્યોને જે ઋણ થાય છે. ત્રણ પ્રકારનાં ઋણ ચઢે છે જેનું કારણ એ છે કે મનુષ્ય, પિતૃ અને દેવવર્ગ એ ત્રણ વર્ગવડે તેનું લૌકિક સુખ સંપાદન થાય છે. લૌકિક સુખનો અનુભવ કરાવનાર વાસના છે અને એ વાસના ત્રણ પ્રકારની છેઃ વિત્તવાસના, પુત્ર-

દારવાસના, લોકવાસના. આ વાસનાને જ શાસ્ત્ર વિત્તૈષણા, પુત્રદારૈષણા, અને લોકૈષણા એમ અનુક્રમે નામો આપે છે. તેથી એ ત્રિવિધ એષણાનો જ્યાં સુધી સદ્ભાવ છે ત્યાં સુધી જ ઇહલોક અને પરલોકનાં સુખમાં મન લાગેલું રહે છે. ત્યાં સુધી ઐહિક હિત અને પારલૌકિક હિત રહે છે અને તેથી ત્યાં સુધી જ એ હિતના સાધકો મનુષ્યાદિનાં ઋણ થતાં રહે છે. તેથી સ્પષ્ટ છે કે એ ત્રિવિધ એષણાનો ત્યાગ કરવો એ આ ત્રિવિધ ઋણથી આત્યંતિક મોક્ષ કરનાર છે. મનુષ્યોએ ઉપર જણાવ્યા પ્રમાણેની ક્રિયા કરતા રહેવા ઉપરાંત આ ત્રિવિધ એષણાનો ત્યાગ કરવા નિરંતર વિચાર કરવો ઘટે છે. એ ત્રિવિધ એષણાનો જે ત્યાગ તેનું નામ જ શાસ્ત્ર વૈરાગ્ય કહે છે. તેથી પ્રતિદિન અંતઃશુદ્ધિ સાધતાં અને વિવિધ સદ્વિચાર કરતાં મનુષ્યમાત્રે અંતરમાં દૃઢ વૈરાગ્યને સિદ્ધ કરવો એ જ આ ઋણોથી મોક્ષ પામવાનો ઉપાય છે.

શાસ્ત્ર આ ત્રિવિધ ઋણ સૂચવે છે, પણ તે ઉપરાંત મનુષ્યમાત્રને એક સર્વોપરિ મોટામાં મોટું ઋણ હોય છે. અન્ય ભાષામાં કહીએ તો અનંત પ્રકારનાં ઋણ હોય છે. અને તે ઋણ તે શ્રી પરમાત્માનાં છે. સર્વ પ્રજા એક સરખી રીતે પરમાત્માની ઋણી છે. પરમાત્મસત્તાવડે અખિલ વિશ્વ ઉદ્ભવ્યું છે, તે પરમાત્મસત્તાવડે જ તેમાં નાનાવિધ સુખો ભરચક ભરાઇ રહ્યાં છે. તે પરમાત્મસત્તાવડે જ મનુષ્યોનાં શરીરો અસ્તિત્વને પામી રહ્યાં છે, ટકી રહ્યાં છે, એ પરમાત્મસત્તાવડે જ જીવોનું સ્વાતંત્ર્ય થયું છે, જીવો જ્ઞાનરૂપ અને જ્ઞાતા થયા છે, એ પરમાત્મસત્તાવડે જ મનુષ્યો ચેષ્ટા કરી શકે છે, વિવિધ વ્યવહાર સાધી શકે છે અને નાનાવિધ સુખોને ભોગવી શકે છે, એ પરમાત્મસત્તાવડે જ મનુષ્યમાત્રનું સર્વ વિપત્તિથી રક્ષણ થઇ રહે છે, અને તે પરમાત્મસત્તાવડે જ જ્યારે જોઇએ ત્યારે મનુષ્યો સર્વ સુખોને તેમાંથી પ્રાપ્ત કરી શકે છે. સંક્ષેપમાં કહીએ તો જે શુભ થયું છે, જે થાય છે અને જે થવાનું છે તે સર્વ એ પરમાત્મા જ કરુણા કરી આપી રહ્યા છે તેથી સર્વ મનુષ્યો શ્રી પરમાત્માનાં એક સરખાં ઋણી છે અને એ ઋણનો જે સ્વીકાર કરવું નથી તે મહાકૃતઘ્ન છે. એ ઋણનો પ્રત્યેક સ્વીકાર કરવો જોઇએ અને તેને માટે નિરંતર શ્રી પરમાત્માનું યજન, પૂજન, આરાધન અને ઉપકારનિવેદન આર્દ્ર હૃદયવડે કરવું જોઇએ. જીવો કોઈ

પણ રીતે પોતાનું હિત સાધી શકે તેમ નથી—શ્રી સર્વેશ્વર ભગવાનશ્રી જ સર્વ હિતના નિકેતન છે તેથી એમનું હિત સાધી એ ઋણનું અપાકરણ કરવું અસંભવિત છે. માટે ભગવાનશ્રીની નિરંતર સ્તુતિ સહ પ્રાર્થના અને પૂજનઅર્ચન એ એક જ માર્ગ આ ઋણને આપવાનો—ખરૂં જોતાં તો ઋણ આપી શકવું અસંભવિત છે તેથી—એ ઋણને અંગીકાર કરવાનો અવશિષ્ટ છે.

આ ઋણથી પણ હજી પરિસમાપ્તિ થતી નથી. એથી પણ અધિક અને તેથી સર્વાધિક એક ઋણ મનુષ્યમાત્રને અવશિષ્ટ છે. અને તે ઋણ તે શ્રીસદ્‌ગુરુ પરમાત્માનું છે. આ ઋણ શ્રી પરમાત્માના ઋણના કરતાં પણ અધિક છે. શ્રી પરમાત્મસત્તા જીવોને, મનુષ્યોને સર્વ હિત સાધી આપે છે પણ તેમાં કર્મની અપેક્ષા રાખે છે. અશુભ કર્મ કરનારને સુખ આપવાનું થતું નથી. તેમ જ ન્યૂનબલવાળા કર્મનું અધિક ફલ પ્રાપ્ત થતું નથી. તેમ જ જે સૃષ્ટિ વ્યાકૃત થયેલી છે તેમાંના જ અણુઓદ્વારા ફલ આપી શકાય છે. ત્યારે શ્રી સદ્‌ગુરુપરમાત્માની સત્તા કર્મથી નિરપેક્ષ પ્રવર્તે છે અને વ્યાકૃત સૃષ્ટિથી બહાર પણ વ્યાપાર કરી શકે છે. વળી ગમે તેટલું આ લોકનું કે પરલોકનું સુખ પ્રાપ્ત થાય તોપણ તે સ્વરૂપસુખના કરતાં, આનંદરૂપ પરમાત્માના કરતાં અતિપ્રમાણ ન્યૂન જ હોય છે, અતિતુચ્છ જ હોય છે. આ સ્વરૂપસુખ તે જીવ બ્રહ્મરૂપ થાય છે, પરમાત્મારૂપ થઇ રહે છે ત્યારે જ મળી શકે છે. અને એ સ્થિતિ શ્રી સદ્‌ગુરુપરમાત્માની સત્તા જ પ્રાપ્ત કરાવી શકે છે. વળી શ્રી પરમાત્માના ઋણનું અપાકરણ થવું અસંભવિત છે એ ઉપર સૂચવ્યું છે. પણ એ ઋણને પણ સર્વાંશે શ્રીસદ્‌ગુરુપરમાત્માની સત્તા જ અપાવી શકે છે. જીવ જ્યારે પરમાત્મરૂપ થઇ રહે છે ત્યારે એ ઋણી મટી જાય, એ થાય તો લેણદાર થઇ રહે છે. તેથી શ્રી સદ્‌ગુરુપરમાત્માની સત્તા જ ઋણમાત્રથી જીવોનો મોક્ષ કરી શકે છે અને સદાને માટે એમને અનૃણી કરી સ્થાપે છે. આ સાથે એ પણ સ્મરણમાં રાખવું ઘટે છે કે જેમ ત્રિશૂલાદિથી અંકિત પોઠીયાને જોઇ તેને શિવાર્પણ થયેલો જાણી લોકબંધનથી મુક્ત રાખે છે તેમ શ્રીસદ્‌ગુરુશ્રીને અર્પણ થયેલો, યથાર્થ અર્પણ થયેલો મનુષ્ય જોઇ તેની પાસેથી દેવપિતૃઆદિ ઋણ વસુલ કરતા નથી. જેમ હસ્તિના પગલામાં સર્વ નાના પગલાંનો સમાવેશ થઇ જાય છે તેમ

શ્રીસદ્‌ગુરુ તથા પરમાત્માની પૂજન અર્ચનાદિ ભક્તિમાં તથા શુશ્રૂષામાં સર્વ તર્પણનો પણ સમાવેશ થઈ શકે છે. તેથી સ્પષ્ટ છે કે સર્વરીતે સદ્‌ગુરુ ભગવાનનું મનુષ્યમાત્રને અમર્યાદ ઋણ છે, અને તેથી એ ઋણને ન સ્વીકારનાર અત્યંત કૃતઘ્ન છે. એ ઋણ વાળી શકવું તો કેવલ અસંભવિત જ છે છતાં એનો અંગીકારમાત્ર કરવા અર્થે મનુષ્યોએ શ્રવણથી આરંભી આત્મનિવેદન અને પ્રેમ-લક્ષણાપર્યન્તની શ્રીસદ્‌ગુરુની ભક્તિ સાધવી આવશ્યક છે તથા સર્વ પ્રકારે તન, મન, ધનઆદિ સર્વવડે સદા નિરંતર આદરવડે શ્રીસદ્‌-ગુરુશુશ્રૂષા કરવી આવશ્યક છે. એ કરવાથી જ એ ઋણનો અંગી-કાર જાગ્રત્‌ રહે છે અને એવડે જ પરિણામે અનૃણીપણું સદામાટે સિદ્ધ થાય છે. આ સર્વ વિચારથી જ શ્રુતિ કહે છે કે **यस्यदेवे पराभक्तिर्यथा देवे तथा गुरौ तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥**

**जे० जे० कणीया.**



॥ ॐ श्री ॥

# कीर्तनो.

---

## प्रणमन.

પદ ૧ ( દાસ નમે, એ લય. )

વિશ્વપતિ !.........

સવિનય પ્રણુમન ચરણુકમલપ્રતિ હો, જય વિશ્વપતિ !
આપનું શુદ્ધ સ્મરણુ થાતામાં, જીવની ઍટકે કુષ્ટ કૃતિ; સવિનય૦
આપનું શરણુ ગ્રહણુ કરવામાં, થતી અધિકારતણી વૃદ્ધિ, સવિનય૦
આપનું પ્રેમલ ચિન્તન સઉગ્રાં, ઉપજાવે પ્રેમની વિમલ વૃત્તિ; સવિનય૦
આપનું ઉરમાં ભાન થતામાં, સહજ છૂટી જતી જગત પ્રીતિ; સવિનય૦
આપનું હૃદયે ધ્યાન થતામાં, છૂટે જીવત્વતણી ગ્રંથી; સવિનય૦
આપનું વ્યાપક દર્શન થાતાં, થઈ જતી ભેદની નિવૃત્તિ; સવિનય૦
આપનું સ્વરૂપજ્ઞાન થતામાં, જીવ લહે જીવન્મુકિત; સવિનય૦
આપનું અહં ઉઠે, જવ અમઉર, તવ થાતી જીવનસિદ્ધિ; સવિનય૦
આપનું સર્વસ્વ પામવા અર્થે, નરહરિ ! પુનઃ પુનઃ પ્રણુતિ—
સવિનય પ્રતિક્ષણુ ચરણુકમલપ્રતિ હો, જય૦

---

## अन्तर्मुख थवा अभिमानीने उपदेश.

પદ ૨ (હા, હું પ્રભુ જીવનથી એ, લય.)

જા ઉંડે ઉંડે અંતર દેશે, બાહિર વૃત્તિ કરીશ ના,
પાછું ફરી નિરખીશ ના, નિશ્ચયથી તું ડગીશ ના; જા૦
સંયમકાલે આ દશ્યપ્રપંચને, ક્ષણુ પણુ તું ચિંતવીશ મા,
પ્રયત્નથી વિરમીશ મા, કામનામાં તું રમીશ મા; જા ઉં૦
ક્રમથી નીચે અને નીચે જતાં તું, ઉંડાણુમાં ઉતરીશ જ્યાં,
અદ્ભુત અવકાશ લહીશ જ્યાં, પદ્મ ખીલ્યું નિરખીશ જ્યાં; જા૦
એ પદ્મે પ્રવેશતાં દૈવો બલ ને ઐશ્વર્ય અનુભવીશ ત્યાં,

દૈવી સંગીત શુણીશ ત્યાં, પ્રભુનાં દર્શન તું લહીશ ત્યાં; જા૦
હૃદયસરોજમાં રમી પ્રભુસહ તું જીવ મટીને ઈશ થા,
અલ્પ મટી સર્વાધીશ થા, ચરણ મટીને તું શીષ થા; જા૦

**પ્રમીલાબહેન.**

---

## इष्टस्मरण करवा हित वचन.

પદ ૩ (રાજ સમીસાંજના, એ લય,)

નાથતણા નામને ગજાવજો રે. આજે વાણીમાં-વિચારમાં,
હરિ સ્મરી ધરણી ધ્રુજાવજો રે, આવી જઈ એકતારમાં.
પ્રભુનું સ્મરણ નહિ સાધ્યું તો જાણજો,
આવ્યા ફોકટ આ સંસારમાં રે; આજે૦
સંસારનાં મળ્યાં ઝાઝાં સુખો પણ,
વહી તે જશે દિન ચારમાં રે, આજે૦
મનનાં દુઃખો સંસારતણાં સુખને,
હરી તો લેશે પળવારમાં રે; આજે૦
હરિનું સ્મરણ સાચું તે મન કરી ન શકે,
રમતું પદાર્થ-પરિવારમાં રે, આજે૦
ચોંટશે ન મન હરિસ્મરણમાંહિ, જ્યાં લગી,
આસક્ત છે એ હજારમાં રે; આજે૦
માટે આસક્તિ અન્ય છોડી અનન્યાસક્ત,—
મનને કરો પ્રાણાધારમાં રે; આજે૦
એકચિત્ત થઈ પ્રભુ સ્મર્યે એકરૂપ થશો,—
પ્રભુથી આના આ અવતારમાં રે; આજે૦

---

## श्रीहृदनुं अन्तराले रम्य निदर्शन.

પદ ૪ (પ્રેમ હૃદયસરે રમમારા, એ લય.)

કાંઈ લટકાં કરતી તારી,
પ્રિય મૂર્ત્તિ ચિત્ત હરનારી,
મારા કમલે કરતી વિહાર.
કદી દર્શન કરૂં દૂરથી તારાં,

કદી આલિંગી રહું છું પ્યારા !
બની અંતરથી એકતાર; કાંઇં૦
કદી નેત્રકટાક્ષથી ભાન ભૂલી,
આનન્દ લઉં તુજ અંકે ઝુલી,
નર્તન કરૂં કદી રમ્ય હું તુજસહ,
રાખી ન જગ-દરકાર; કાંઇં૦
કદી પૃથક્ અહં ઉઠે મુજમાં,
કદી અણુછતી રહું શમીને તુજમાં,
પણ એ ઉભય દશામાં તારો,
મુજથી રહે સહચાર; કાંઇં૦
વસી પ્રકટ વહાલા ! આ અંતર,
દૃષ્ટિએ નિરન્તર તું સંચર,
ચખાડી નિજ સ્વરૂપામૃત કરજે,
મુજ સુખમય સંસાર; કાંઇ૦
શ્રી જ૦ દેવી૦

---

## हृत्पद्म स्थित थवारूप सक्रम कर्तव्यसूचन.

પદ. ૫ (હૃદયમલ ટાળોરી, એ લય.)

ક્રમે ક્રમે સરજે રે, અંતરમાંહ્ય,
ધીમે ધીમે સ્મરજે રે, શ્રી ગુરુરાય.

આદિમાં શ્વાસપ્રશ્વાસે જપ જપી, ચાંચલ્ય ચિત્તનું હરજે રે; અંતર૦
વલવલતી વૃત્તિ જપધારે, આગ્રહથી સ્થિર કરજે રે; અંતર૦
પૂર્ણ પ્રશાંતિપૂર્વક જાજે, પદ્મ છુપાયું ભીતર જે રે; અંતર૦
પ્રાણની સાથે અંતર શમતાં, એ હત્પદ્મમાં ઠરજે રે; અંતર૦
ચિન્તન અન્ય ઉઠે તે ક્ષણ તો, મંત્રસ્મરણ ન વિસરજે રે; અંતર૦
કલિમધ્યે દ્યુતિ ચમકતી ન્યાળી, હું તું ભ્રાંતિ પરહરજે રે; અંતર૦
દૃઢ અભ્યાસે અભેદ થાતાં, પૃથક્ અહં સંહરજે રે; અંતર૦
વિશદ બ્રહ્મભાનેથી વિશ્વે, મસ્ત થઇ પછી ફરજે રે; અંતર૦

प्रमीलाबहेन

---

## त्रिपुटीना विलयपूर्वक तत्त्वचिंतन ए ज सुखना वास्तव मार्ग छे.

પદ. ૬ ( મન પરદેસી, છાંડ ચલે, એ લય. )

જીવે સ્વરૂપ વિસારી કીધું તૂત ઉભું.

આદિમાં હું હું એમ કરીને, અહંપણું ઉપજાવ્યું જી,
પછી મમત્વ દઢાવી તેમાં, અસત્યને સત્ય મનાવ્યું; તૂત૦
હુંનું ભૂત ઉપજતાં, મર્યાદિત બન્ધન બંધાયું જી,
મારાપણું માનીને મિથ્યા, સ્વાર્થપણું સંધાયું; તૂત૦
હુંની ભ્રાન્તિ સ્વીકારતાં પછી, તુંની ખડી થઇ ભ્રાન્તિ જી,
સ્વપર ભેદભાવો પ્રકટાવી, પરહરી સ્વરૂપની શાન્તિ; તૂત૦
એ ભ્રાન્તિથી દ્વેષાદિકનું, દ્વૈતભાવે બળ જામ્યું જી,
તેથી ક્લેશાદિનું વિઘાતક, સૈન્ય ખડું થયું સ્હામું; તૂત૦
હું ને તુંનો સ્વીકાર કરતાં, 'તે' એ રૂપ પ્રકાશ્યું જી,
એ વિસ્તૃત માયાજાલે મન, મોહાન્ધ થઇને વિકાસ્યું; તૂત૦
મધ્યબિન્દુ ચુકીને જીવ આ, પ્રસર્યો પરીધમાંહી જી,
નાનાવિધ કલ્પનાભૂતથી, આપે રહ્યો વીંટળાઇ; તૂત૦
અનન્ત કષ્ટ-ક્લેશવિકારો, આ વિધિ વાધ્યા ઝાઝા જી,
દશદિશ દુઃખાનુભવ કરતાં, જીવના ગગડ્યા હાંજા; તૂત૦
આ ઉપાધિથી છુટવાનો વેદાન્ત બતાવે રસ્તો જી,
સમેટી ત્રિપુટી સ્વરૂપે શમવું, વિધિ એ સીધો ને સસ્તો; તૂત૦

---

## नृसिंहना शिष्य ! नृसिंह था.

પદ ૭ ( કહું મન કેટલું, એ લય. )

બની સિંહ ગાજજે, જ્ઞાનગિરિશૃંગે ચઢી રોજ.

માયાનાં આવરણ વિખેરી,
કરી નિજ વાસ્તવ સ્વરૂપની ખોજ; બની૦
નાનાવિધ બન્ધનથી છૂટી,
વિચરજે સ્વચ્છન્દે એકલો જ; બની૦
આત્માના અંતરગર્જનથી.
ભગાડી મુક તું અવિદ્યા-રોઝ; બની૦
કામાદિ પશુ તુજથી ત્રાસે,
જાણજે સિંહ ખરો તું તો જ; બની૦

મળે ન માગ્યું પણ ખાતો ના,—
વિષયતૃણ, રહેજે સદા ભુખ્યો જ; બની૦
અવલોકન કરજે દૂર રહીને,—
જગતનું, જગથી રહી જૂદો જ; બની૦
અંતર—વનનો બની નરકેસરી,
ભોગવજે સાચી સત્તા ને મોજ; બની૦

**શ્રી જ૦ દેવી.**

---

## सर्वत्र उपास्यदर्शन करवा इच्छती वृत्तिनी इष्टने प्रार्थना.

પદ. ૮ ( તારા અંતરબહિર વિસ્તર્યું, એ લય. )

રાખો હસતી, ઉલ્લસતી, વિલસતી પ્રભુ! ઉર મૂર્તિ અખંડ તમારી,
અંતર્બહિર્માં વ્યાપકરૂપે, નિરખે દૃષ્ટિ નિત્ય મારી; રાખો૦
મુજ આપ—મધ્યનો જે અન્તરાય,
કાપજો તે ગુરુરાય,
નેત્રના પલટીને ભાવો વિકારી, નયને ચડો નિર્વિકારિ! રાખો૦
વિશ્વરૂપે વિશ્વના નિરખાય,
આપ વિભૂતિ ભળાય,
મૂર્તિ એમાં આપની નાચનારી, દર્શાવો વિશ્વવિહારી! રાખો૦
દૃષ્ટિ પ્રસરતી મારી યત્ર યત્ર,
વિલસ્યા ત્યાં આપ સર્વત્ર,
એ અનુભવની અમોઘ ખુમારી, મુજ ઉરમાં દો પ્રસારી; રાખો૦
ઉપાસ્ય ને ઉપાસકતણો ભેદ,
જ્યારે પામી રે' અભેદ,
ત્યારે ભલે તમે દૃષ્ટિ પ્રસારી, નજરે ન ચડશો મુરારિ! રાખો૦

**શ્રી જ૦ દેવી.**

---

## श्रीसद्गुरुसाधनमाहात्म्य.

પદ. ૯ (જોયું મેં તો મારૂં સ્વરૂપ સુખધામ, એ લય.)

વ્યાપ્યો આજે આનન્દ આનન્દ અંગે અંગ,
ઉંડે ઉંડે જાતાં હું ઉંચે ઉંચે આવી; વ્યાપ્યો૦

જ્ઞાન, ક્રિયા, બુદ્ધિહીન કેવળ હું,
દુર્બલ, દીન અને હતી અપંગ,
અંગુલિ સ્હાય મારી સદ્‌ગુરુ લાવ્યા,
આત્મોન્નતિના ગગનગિરિશૃંગ; વ્યાપ્યો૦
ઉંચે ચઢવામાટે મથીમથી મનથી,
ઘડતી હું અવનવા કંઇક તરંગ,
મારી મેળે મને માર્ગ ન લાધ્યો,
સાંપડ્યો સહજે ત્યાં સદ્‌ગુરુસંગ; વ્યાપ્યો૦
ચક્રના ચક્રાવે નાંખી મને નહિ,
કાપવા પડ્યા ન નદીના તરંગ,
અદ્‌ભુત અવનવા ચિન્તનમાર્ગે,
દોરી મને આણી ઉરથી ઉમંગ;- વ્યાપ્યો૦
સદગુરુકેરી અકલ કલાથી,
જીવતવની ત્રુટી જબરી તુરંગ;
મુક્ત કરી મને બન્ધનમાત્રથી,
ઊર્ધ્વે ચઢાવી, જેવો ઉડતો પતંગ; વ્યાપ્યો૦
મુક્તિશિખરપર વિહરું સહજે,
અપંગ હું આજે બનીને વિહંગ;
ગુરુના ગુણાનુવાદ ગાતાં ગાતાં,
પોઢું પ્રાસવ્યવધિને પલંગ; વ્યાપ્યો૦

**પ્રમીલાબ્હેન.**

---

## સ્વરૂપાનુભવાર્થે મનપ્રતિ વચન.

પદ ૧૦ (ગાન મધુરાં કાંઇ ગા. એ લય,)

શમી જા મન! શમી જા, સ્વરૂપમાં, શમી જા મન! શમી જા.
અન્ય ચિન્તને રંગાતાં તો, થાશે તને ઈજા; સ્વરૂપમાં૦
સ્વરૂપે સોહાતાં કંઇ કષ્ટો, આવે તે ખમી જા; સ્વરૂપમાં૦
સ્વરૂપશમનવિણુ મિથ્યાસરખા, ત્યજ સંકલ્પ બીજા; સ્વરૂપમાં૦
કડુ અનુભવ તુજ રૂપ પલટતાં, થાય તે તું પી જા; સ્વરૂપમાં૦
સ્વરૂપથી પૃથક્ અહં ઉઠે ત્યાં, તત્ક્ષણુ તે ભૂલી જા; સ્વરૂપમાં૦
સ્વરૂપરસે તરબોળ બની તું, તુજ પ્રભુને ગમી જા; સ્વરૂપમાં૦
સ્વરૂપાનુભવી થાવા વહાલા! સ્વરૂપે વિરમી જા; સ્વરૂપમાં૦

---

## સાધનશીલ વૃત્તિની અંતર્યામીને અભ્યર્થના.

પદ ૧૧ (છૂપી છૂપી જોઉં છબીલા, એ લય.)

થાકી થાકી, જોઇ તમારી નાથ ! વાટડી,
ચિન્તનમાં ગાળી મેં આંસુભરી રાતડી; થાકી૦
આસન વાળ્યાં મેં શરીર રાખી સીધું,
ત્રાટક ત્રિકૂટીમાં ધારી ધારી કીધું,
છૂપાવો તોય હજી જાતડી; થાકી૦
જાણ્યું હૃદયમાંહિ ધર્યું ધ્યાન ધારી ધારી,
દર્શન થયાં ન તેથી છેક હવે હારી,
લોક હસી કહાડે મારી વાતડી; થાકી૦
થઇને અભિમુખ મૂર્ધમંડલે મેં જોયું,
શક્તિના પ્રમાણુમાં મેં મારૂં અહં ખોયું,
ત્યાં ન મળ્યા, લીધી બીજી વાટકી ? થાકી૦
અલ્પ મુજ પ્રયત્નથી પ્રસન્ન પ્રભુ ! થાજો,
નાસતા ન આમ, પણ સમીપમાં વિરાજો,
નિશ્ચિંતે ઢાળી વહાલા ! ખાટડી; થાકી૦

શ્રી જ૦ દેવી.

---

## સહસ્રદલપદ્મ.

પદ. ૧૨ (પ્રિય પ્રભુવિણુ કાંઇ ન, એ લય.)

અહા ! ખીલી રહી આ શી પુષ્પકલિ !
પુષ્પકલિ, જેની વાસ ભલી; અહા૦
મુર્ધબગીચે ખીલી રહી છે, યોગી, ધ્યાનિએ, એને લહી છે,
વાસનાબદ્ધ શકે ન કળી; અહા૦
કંઇકનાં ગુંજ્યાં મનભ્રમરા ત્યાં, કંઇકના પદ્મે ઉંડા પ્રવેશ્યા,
કો બીડાઇ જઇ ગયા બ્રહ્મે ભળી; અહા૦
કોઇ જીવન્મુકતો એ સુંઘી, કોઇ તેનું મધુ મધુરૂં ચુગી,
જગમાં ગુંજે બની મસ્ત અલિ; અહા૦
સહસ્ર છે જેની પાંખડીઓ, એમાં વસેલો જેને જડીઓ,
તેને પાયે રહે વિશ્વ લળી; અહા૦
લક્ષણુવૃત્તિ તેમાં વ્યાપી, ગુંજન કરૂં ત્યાં અહં હું સ્થાપી,
પ્રતિધ્વનિ સોહં રહ્યો ઉછળી; અહા૦

શ્રી જ૦ દેવી.

## स्वरूपसागरमां ज स्थित रहेवा जीवमत्स्यने बोध.

પદ. ૧૩ ( અંતરરે અહાહા, એ લય. )

દશ્ભૂમિએ કર ન સંચાર, અરે સ્વરૂપસાગરના મત્સ્ય !
નથી જળનો એ પારાવાર, ત્યાં તો જડતા છે અપરંપાર રે; દશ્ય૦
મહા મોહરૂપી ત્યાં બગલો છે બેઠો, મહોડું ઉઘાડી તૈયાર,
ભૂમિસ્થિત તને જોતાં તત્ક્ષણ, કરશે તારો આહાર રે; દશ્ય૦
સ્વરૂપસિન્ધુમાંહિ જેવી શીતલતા, તેવી નથી ત્યાં લગાર,
તાપત્રયથી તપ્ત થઇને, બળીઝળી થઇશ તું છાર રે; દશ્ય૦
જેવું સ્વાતન્ત્ર્ય છે સ્વરૂપસિન્ધુમાં, દશ્યમાં તેવું ન ધાર,
બન્ધનકારક જાળ એ જાણજે, જકડશે પેસતાંવાર રે; દશ્ય૦
તારા સ્વરૂપાબ્ધિમાંહિ તો સાચા, સુખની છે રેલ અપાર,
દશ્ય તો દુઃખથી જાણ ભરેલું, સુખજલ ના તલભાર રે; દશ્ય૦
નિર્ભયતા રહી તારા સાગરમાં, દશ્યે ન ભયનો સુમાર,
તરફડી મરવું જો હોય તારે તો, દશ્યદર્શનને સ્વીકાર રે; દશ્ય૦
સમજે તો દશ્ય વિષયમાં વિહરવાનો, માડી તું વાળ વિચાર,
સ્વરૂપસિન્ધુતણી મોજ ભોગવતાં, સાર્થક કર અવતાર રે; દશ્ય૦

---

## सुखाभिलाषिणी वृत्तिनी श्री इष्टने करुण विज्ञापना.

પદ ૧૪ ( વહારે ચઢજો વિઠ્ઠલ વનમાળી, એ લય. )

ભવે ભટકી ભટકીને હું થાકી,
તો એ સુખની ન લેશ કરી ઝાંખી,
મારી વલખાં ગઇ જીન્દગાની આખી,
પણ સુખસ્વાદ હજી ન શકી ચાખી.
વૃત્તિ રસહીન થાય, નૈરાશ્યે ડુબી જતી,
ક્યાં આ કષ્ટ કહાય, પ્રભુ પણ જ્યાં શુણતા નથી.
નિરાશામાંયે પ્રભુ ! આશ ધરી,
અરે ! અન્તે તમે જ શું વિસારી;
દુઃખમાંથી નીકળવા ન જડે બારી,
સ્તબ્ધ બની રહું નયને અશ્રુસારી.
કોમલ હૈયું નાથ ! આપતણું સઉ જન કહે.
જોઇ, ન ગ્રહતા હાથ, એથી ઓજી શી કઠોરતા !

નામ પરદુઃખભંજન કહાવી,
શાને મુજને દુઃખે દો રીબાવી.
ભીંજવો હૃદય હે કૃપાળુ ! કૃપા લાવી,
મૃતક જીવને જીવાડો સમીપ આવી.

**प्रमीलाबहेन.**

---

## सत्यशोधक साधकना उद्गार.

પદ. ૧૫ ( હું તો શ્રેય મુજ સાધું, એ લય. )

હું તો સત્યને શોધું, મને કોઇ સત્ય દર્શાવો.
સત્ય દર્શાવો, મહત્ આત્માઓ ! કો આવો; મને૦
કદી સત્ય અભ્રે છુપાયું હોય તો ત્યાં લઇ જાઓ,
સંતાઇ રહ્યું હોય સાગરે તો ત્યાં પ્રવેશાવો; મને૦
કરૂં યોગમાં કે ભોગમાં એ સત્યનો દાવો,
સંસારમાં કે સ્વર્ગમાં ક્યાં છે તે બતલાવો; મને૦
છે હૃદયમાં કે બુદ્ધિમાં તે સ્પષ્ટ સમજાવો,
ઝળકાર વાસ્તવ સત્યનો ઉર કે બહિર થાવો ? મને૦
છે સત્ય સુખ કે દુઃખવિષે એ મર્મ ખોલાવો,
કરૂં ગ્રહણ ત્યાગ શું જેથી લહું હું સત્યનો લ્હાવો; મને૦
પંથે પળું પણ લથડી હું ખાઉં ભુલાવો,
વ્હારે ચઢી ગુરુ ! શમાવો મુજ વ્યર્થ ચકાવો; મને૦

**मो ज० देवी.**

---

## जीवने हृदयाभिमुख थवा प्रबोध.

પદ ૧૬ ( જાગી જાગી, તું ગાજે૦ એ લય, )

આવી હૃદયે, ઓ જીવ ! તું ઠરીને બેસજે,
હૃદયે નિત્યે, તું ઉંડો ઉંડો પેસજે.
બાહ્ય પરિતાપોની જ્વાળા, જો નવ સહી શકાય,
પરમ પ્રશાન્તિ અનુભવવા તુજ વૃત્તિ આકર્ષાય,
આવી હૃદયે, તો જીવ ! તું ઠરીને બેસજે.

જગતતણા ક્લેશસ્મરણેથી, તમ થઇ જે જાય,
તેહ વિસારી અપૂર્વ આનન્દાનુભવ જો ચ્હાય;
આવી હૃદયે, તો જીવ ! તું ઠરીને બેસજે.
અસત્યથી અકળાઇ સત્યને જોવા મન લલચાય,
તમસ્ ત્યાગીને સત્ત્વે ભળવા, ઉર આગ્રહ ઉભરાય;
હૃદયે નિત્યે, તો ઉંડો ઉંડો પેસજે.
અનિત્ય છોડી નિત્ય વસ્તુ જોવા ઉર ઇચ્છા થાય,
ક્ષણિક સુખને સ્થાને શાશ્વત, સુખનો ચ્હે ઉપાય;
હૃદયે નિત્યે તો ઉંડો ઉંડો પેસજે.
હણી જીવત્વ ઈશત્વે જાવા આગ્રહ જો બંધાય,
નિષ્ફલ જીવન સફલ થવા જો, ઇચ્છે નરહરિસ્હાય;
આવો હૃદયે, તો જીવ ! તું ઠરીને બેસજે.

## स्वरूपमां पृथगभिमानने विलावनार साधकना उद्‌गार.

પદ ૧૭ (જોયું મેં તો મારૂં સ્વરૂપસુખધામ, એ લય.)

આજે શમતું તત્ત્વે પૃથક્ અભિમાન,
અળપાતું મારૂં તારૂં, સત્ત્વ–તત્ત્વમાંહિ; આજે૦
મન, ચિત્ત, બુદ્ધિ, શોધ્યાં ન જડતાં, કંઇ જન્મનું ગયું મિથ્યા જીવભાન,
થઇ ગઈ કર્મગ્રન્થી ભસ્મસાત્ સહજે, રમતાં સ્વરૂપે થઇ સ્થિતિ મસ્તાન;–
જગત્ જણાતું ન તો પછી જગદુઃખ, ક્યાંથી છોડાવે સ્વરૂપાનુસન્ધાન;
સભર સકલ એક તત્ત્વ જ વિલસે, તત્ત્વમાં લહું સઉને ગુલતાન; આજે૦
કદી કદી નિઃસંકલ્પ રહું હું, પ્રકૃતિલયસહ સ્થિર કરી પ્રાણ,
કદી કદી બહિર્મુખ રહેતાં હું નાચું, તત્ત્વખુમારીમાં કરી તત્ત્વગાન;–
બ્રહ્માંડ બ્રહ્માનન્દથી ડોલે, એવું કદી જોઉં ચઢી તત્ત્વસોપાન,
નયને વિકાર નાવે ધારી ધારી જોતાં,
નિરખું ન હાવે ક્યાંહિ અવિદ્યાનું સ્થાન;–
તૃપ્તિ, પ્રશાંતિ ને નિર્ભયતા લહું, આપે બની સર્વસુખાધિષ્ઠાન,
નરહરિમાંહિ અન્તે અહંને શમાવો, થઇ રહું આ ક્ષણ પરમ ભાગ્યવાન;
શ્રી સ૦ દેવી.

---

## ઇષ્ટાનુગ્રહનું માન કરનાર અન્તઃકરણના ઉદ્ગાર.

પદ ૧૮ ( હું તો જોગણુ બની છું૦ એ લય. )

પેલો કેવો દીસે છે મારો નાવલિયો !
નાવલિયો, મને સે'જે મળીયો; પેલો૦
એના પ્રત્યંગમાં ચૈતન્યનો શો જાદુ ભર્યો !
કોણ જાણે મને જડ સમાને કેમ વર્યો !
એ તો સુરતરુ ને હું તો બાવળીયો; પેલો૦
એનાં ઐશ્વર્ય જોઇ જોઇ હું તો સ્તબ્ધ બનું,
બનું શરમીંદો જોઇ મારૂં કંગાલપણું,
એ તો રાજવી ને હું તો રાવળીયો; પેલો૦
એને પામીને મારા જીવનભર હું રાચી રહું,
હું તો એનો નચાવ્યો જગત્માંહિ નાચી રહું,
હું તો રજકણુ એ મારો વાવલીયો; પેલો૦

---

## પ્રણવનાદ શ્રવણાર્થ ધ્યાનસ્થ થવા અધિકારિઓને આહ્વાન.

પદ ૧૯ ( પરમ પુણ્યવન્ત હો, એ લય, )

અગમ દેશમાં ચલો, શુણુવાને પુણ્ય પ્રણુવગુંજનો,
પરમ નાદમાં ભળો, શાન્ત કરી સંકલ્પસ્પંદનો. [1]
બજાવે, પરબ્રહ્મ ૐકારવીણા,
ચઢે ધ્યાનીને જે શુણી તત્ત્વમીણા;[2]
મધુરાં અને રમ્ય ગભીર ગાને,
લગાડો અભિમાનીને દિવ્ય ધ્યાને;
સૂક્ષ્મ પંથથી પળો, શુણુવા ધ્વનિ બ્રહ્મભૃંગનો[3] અગમ૦

પ્રમોદાબહેન.

---

૧ સંકલ્પોનું સ્ફુરવું તે, ૨ તત્ત્વાનુભવની કેફ, ૩ બ્રહ્મરૂપી ભ્રમર.

## બ્રહ્માનુભવોદ્ગાર.

પદ ૨૦ ( તનુ આ મંદિર વિશ્વનાથનું, એ લય. )

કહેવું કે કરવું કાંઇ ક્યાં રહ્યું રે હાં હાં હાં,
સર્વત્ર એક સત્ સુહાય, બ્રહ્મદષ્ટિમાં
તેને હવે શું રહ્યું પામવું રે હાં હાં હાં.

અવિકૃત નિશ્ચલ સ્વરૂપમાં રે હાં હાં હાં,
કોણ કોને કહે, શું કથાય; બ્રહ્મ૦

માયાધ્વાન્ત ટાળવાનું ક્યાં રહ્યું રે હાં હાં હાં,
ચૈતન્યસૂર્ય જ્યાં ઝળકાય; બ્રહ્મ૦

પૂર્વાપરસ્મૃતિ ક્યાંથી ઉદ્ભવે રે હાં હાં હાં,
દેશ અને કાલ જ્યાં વિલાય; બ્રહ્મ

ગ્રહણત્યાગ ક્યાંથી સ્વરૂપગણિતમાંરે હાં હાં હાં,
દશ્ય તો જ્યાં છેદે ઉડી જાય; બ્રહ્મ૦

સ્ફુરણ કોઇ વાતનું ક્યાં સમ્ભવે રે હાં હાં હાં,
સુસ્થિર આ બ્રહ્મતત્ત્વમાંહ્ય; બ્રહ્મ૦

ઇતર એવું ક્યાંથી ત્યાં પ્રવેશતું રે હાં હાં હાં,
બ્રહ્મની જ્યાં ઘનતા ભળાય; બ્રહ્મ૦

સ્વલ્પ કે અનલ્પ જેહ છે નહિ રે હાં હાં હાં,
એક પણ કેમ તે કહાય; બ્રહ્મ૦

આવા અનુભવના અન્તમાં રે હાં હાં હાં,
સહસા આ વાણી મૂક થાય;
બ્રહ્મભાનમાં, કોને હવે શું રહ્યું બોલવું રે હાં હાં હાં.

